

# માઁ-બાપ ના હકકો

:: લેખક ::

**આ'લા હઝરત ઈમામ અહમદ રઝા મુહદ્દિષ બરૈલ્વી** رضی اللہ عنہ

:: અનુવાદક ::

**અલ્લામા અબ્દુસત્તાર હામદાની 'મસ્રૂફ'**

બીજી કિતાબ

# માઁ–બાપ નો મરતબો

:: લેખક ::

**અલ્લામા અબ્દુસત્તાર હામદાની 'મસ્રૂફ'**

(ખલીફ-એ-મુફતી-એ-આઝમે હિન્દ)

પ્રકાશક : મરકઝ પોરબંદર (ગુજરાત)

માઁ બાપ ના ઓલાદ ઉપર શું હક્કો છે ? એ વિષય ઉપર **આ'લા હઝરત, ઇમામ અહમદ રઝા ખાં ફાઝિલે બરેલ્વી** ની મશહૂર કિતાબ **"શરહુલ-હુકૂક-લે-તરહિલ-ઉકૂક"** નો સરળ ગુજરાતી અનુવાદ :-

# માઁ-બાપ ના હક્કો

-: અનુવાદક :-

ખલીફએ-મુફ્તી-એ-આઝમે હિંદ, મુનાઝિરે અહલે સુન્નત, માહિરે રઝવિયાત, **અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની** "મસ્રૂફ" (બરકાતી - નૂરી) પોરબંદર.

— — — — — — — —-: બીજી કિતાબ :-— — — — — — — —

# માઁ-બાપ નો મરતબો

**(પેઇજ નં. (૧૦૮) થી શરૂ)**

-: લેખક :-

ખલીફએ-મુફ્તી-એ-આઝમે હિંદ, મુનાઝિરે અહલે સુન્નત, માહિરે રઝવિયાત, **અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની** "મસ્રૂફ" (બરકાતી - નૂરી) પોરબંદર.

-: પ્રકાશક :-

**મરકઝ અહલે સુન્નત બરકાતે રઝા**

ઇમામ અહમદ રઝા રોડ, મેમન વાડ, પોરબંદર (ગુજરાત)

Website :- www.markazahlesunnat.net
Email :- hamdani78692@gmail.com
Mob :- 9879303557, 9824277786





www.markazahlesunnat.net



નામ કિતાબ : **"માઁ બાપ ના હક્કો"**
લેખક : આ'લા હઝરત ઇમામ અહમદ રઝા ખાં (રદીઅલ્લાહો તઆલા અન્હો)
અનુવાદક : ખલીફએ-મુફ્તીએ આઝમે હિંદ, મુનાઝિરે અહલે સુન્નત, માહિરે રઝવિયાત, અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની "મસ્રૂફ" (બરકાતી-નૂરી)

## બીજી કિતાબ

## માઁ-બાપ નો મરતબો

લેખક : મુનાઝિરે અહલે સુન્નત, માહિરે રઝવિયાત, અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની "મસ્રૂફ" (બરકાતી-નૂરી)
કમ્પોઝિંગ : હાફિઝ મુહમ્મદ ઇમરાન હબીબી (મરકઝ - પોરબંદર)
પ્રકાશન વર્ષ : ઓક્ટોબર - ઇ.સ. ૨૦૧૬
પ્રત : ૧૧૦૦ (અગ્યાર સો)
પ્રકાશક : મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા. ઇમામ અહમદ રઝા રોડ, મેમનવાડ, પોરબંદર - ૩૬૦૫૭૫ (ગુજરાત)

# પ્રસ્તાવના

વર્તમાન યુગમાં વડીલો અને માઁ-બાપ નો અનાદર અને અપમાન કરવાની બદી ઘણી જ ફેલાઈ રહી છે. ઘણા એવા બનાવો જોવામાં અને સાંભળવામાં આવે છે, કે દિકરો દિકરો મટીને બાપ બની ગયો છે. માઁ-બાપ ની મર્યાદા, તેઓનો અદબ, તેઓનું સન્માન, તેઓનો આદર અને તેઓની સેવા કરવી તો એક તરફ રહી, ઉલ્ટાનું ઘણા એવા કઃપુત્રો આ ધરતી ઉપર પાક્યા છે, કે જેઓ પોતાના માઁ-બાપ નું અપમાન કરતા હોય છે. અમુક તો માઁ-બાપ ને અશ્લીલ ગાળો ભાંડતા હોય છે અને અમુક તો મારઝુડ પણ કરી લેતા હોય છે.

માઁ-બાપ વૃદ્ધ થાય એટલે ઘણા જુવાનોને માઁ-બાપ બોજ સમાન લાગવા માંડે છે. વેપાર અને શિક્ષણ માં સફળતા મેળવનારા અમુક યુવાનોને પોતાની હોશિયારી નો એવો ફાંકો આવી જાય છે, કે તેઓ એમ સમજે છે, કે કુટુંબમાં મારી હેસિયત સર્વોપરી ની છે અને પોતાના માઁ-બાપ ની લેશમાત્ર દરકાર નથી કરતા. જે જનેતા માઁ એ નવ (૯) મહીના સુધી તેનો ભાર ઉંચકીને, પ્રસુતિની અસહ્ય પીડાઓ અને વેદનાઓ ભોગવીને તેને જન્મ આપ્યો,





www.markazahlesunnat.net

તેનું પાલન-પોષણ કર્યું, તેને સુખી બનાવવા માટે હસતા મુખે દરેક દુઃખો સહન કર્યા, જે જનેતા માઁ અને બાપે તેના માટે કાળી મજૂરી કરીને તેને શક્ય એટલું સારૂં ખવડાવ્યું, પહેરાવ્યું અને તેને શિક્ષણ અપાવ્યું, તે માઁ-બાપ આજે ઘરડા થયા એટલે દિકરા માટે જાણે કે નકામો બોજો બની ગયા.

અમુક યુવાનો તો જાણે કે પરણ્યા નથી કે માઁ-બાપ ના દુશ્મન થયા નથી, એવું વર્તન કરે છે. જેના આશરે બાલ્યાવસ્થાથી યુવાની સુધી તે ફુલ્યો-ફલ્યો, તેને માઁ-બાપ ની સાથે રહેવામાં અકળામણ થઈ રહી છે. **જોરૂના ગુલામ** એવા ઘણા નવ પરણિત યુવાનો જોવામાં આવે છે, કે મેમસાહેબા ની મંત્ર-મુગ્ધ કરી દેનારી 'જાળ' માં આવી જઈને, માઁ-બાપ ને ઘરમાં થી હાંકી કાઢે છે. માઁ-બાપ તેને કબાબ માં હડ્ડી ની જેમ નડે છે. માઁ-બાપ સાથે ઉદ્ધત વર્તન, અપ શબ્દો બોલવા, તેઓનું દિલ દુખાવવું, તેઓને તકલીફો આપવી, જેવી બાબતો ને લોકો સામાન્ય વાત સમજીને ખુદાના ગઝબ અને અઝાબ ના હકદાર બની રહ્યા છે. માઁ-બાપ સાથે પ્રેમ અને નમ્રતાથી વાત કરવામાં પણ ઘણા કઃપુત્રો નાનપ અનુભવે છે અને માઁ-બાપ માટે કંઈ ખર્ચ કરવું હોય, તો જાણે માથે આભ તૂટી પડે છે. ઘણા એવા પણ હોય છે, કે જેઓ ઘરડા માઁ-બાપ માટે

એવું કહેતા હોય છે, કે આ લોકો મરે એટલે જાન છુટે. માઁ-બાપ ને દુઃખી કરીને, પત્નિને રાજી કરનારા ક્યારેય પણ સુખી નથી થઈ શકતા, બલ્કે માઁ-બાપ ની સામે સિંહ જેવી ગર્જના કરનારાઓ પત્નિ પાસે બકરી બની જાય છે.

માઁ-બાપ ને દુઃખી કરનારો સુખ માટે ફાંફાં મારતો હોય છે, પરંતુ માઁ-બાપ ને નારાજ કરવાના શ્રાપ રૂપે સુખ તેનાથી હમેંશા દૂર હોય છે. બહાર થી સુખ નો દેખાવ ભલે કરે પણ હકીકત માં તે અંદરખાને સૌથી વધુ દુઃખી હોય છે.

ઇસ્લામ માં માઁ-બાપ ના હક્કો નું ઘણું જ મહત્વ છે. માઁ-બાપ પ્રત્યે ઔલાદ ની શું ફરજો છે ? અને માઁ-બાપ ના હક્કો અદા કરવાથી ખુદાની કેટલી રેહમતો અને નેઅમતો મળે છે ? તથા માઁ-બાપ ને નારાજ કરવાથી ઇન્સાન કેટલો ગુનેહગાર થાય છે ? એ બધી મહત્વની અને ઝરૂરી બાબતો નું જ્ઞાન દરેક મો'મિન માટે ઝરૂરી છે, કે જેથી તેઓ પોતાના માઁ-બાપ ના હક્કો પૂરા કરવા માટે જાગૃત રહે.

**આ'લા હઝરત ઇમામ અહમદ રઝા ફાઝિલે બરેલ્વી** એ **"શરહુલ-હુકૂક-લે-તરહિલ-ઉકૂક"** નામે સ.હિ. ૧૩૦૭ માં એક અનમોલ કિતાબ લખેલી. જેનો ગુજરાતી અનુવાદ વાંચકોની સેવામાં રજૂ કરતાં ખૂશી ની લાગણી અનુભવું છું.



www.markazahlesunnat.net

આશા છે, કે આ કિતાબ ના વાંચન થી લોકોને માઁ-બાપ ના હક્કોની જાણકારી પ્રાપ્ત થશે અને અજ્ઞાનતા ના અંધકાર માં રહીને માઁ-બાપ ની ના-ફરમાની કરનારાઓ ને માઁ-બાપ ના હક્કોની અગત્યતા અને મહત્વતાની જાણકારી પ્રાપ્ત થશે અને તેઓ માઁ-બાપ ને પોતાના માટે ખુદા ની રેહમત, નેઅમત અને ખુદાની ખૂશનૂદીનો ઝરીઓ સમઝી, તેઓની ફરમાં બરદારી કરીને માઁ-બાપ ના કદમો માં પોતાની જન્નતને મેળવશે.

ખુદા દરેક મો'મિન ને માઁ-બાપ ના હક્કો સમજવાની અને તેને પૂરા કરવાની તૌફીક અતા ફરમાવે. આમીન

**સગે બારગાહે 'રઝા'**
**હાજી અ. સત્તાર અ.હબીબ હામદાણી**
**(કાદરી-રઝવી-નૂરી)**
**પોરબંદર,**
**તા. ૧-૫-૧૯૮૫**

# અનુક્રમિકા







www.markazahlesunnat.net

www.markazahlesunnat.net

૭૮૬/૯૨

"નહમદોહુ-વનુસલ્લિ-અલા-રસૂલેહિલ-કરીમ"

અલ્લાહો-રબ્બો-મુહમ્મદિન -:- સલ્લા-અલૈહે-વ-સલ્લમા

નહનો-ઇબાદો-મુહમ્મદિન -:- સલ્લા-અલૈહે-વ-સલ્લમા

# માઁ-બાપ ના હક્કો

**સવાલ :-**

તા. ૧૨, શાબાન, સ.હિ. ૧૩૧૧

શું ફરમાવે છે, ઓલોમાએ દીન અને મુફ્તિયાને શરહે મતીન આ મસ્અલા માં કે :-

એક શખ્સે પોતાના બાપ ની ના-ફરમાની કરીને બધી મિલ્કત નો કબ્જો કરી લીધો છે અને બાપના જીવન નિર્વાહ માટે કંઈ પણ બાકી ન રાખ્યું. બલ્કે તે શખ્સ પોતાના બાપનું અપમાન અને તૌહીન કરી રહ્યો છે અને ખુદાએ તઆલા એ બાપ ની ફરમાં બરદારી નો જે હુકમ આપ્યો છે, તેનો તે શખ્સ ખુદા ના હુકમ નો મુન્કિર થયો કે નહીં ? કલામે રબ્બાની ના મુન્કિર માટે શરીઅત માં શું હુકમ છે ? અને તે શખ્સ કેટલી હદે ગુનેહગાર છે ?

**અલ-જવાબ :-**

તે શખ્સ ફાસિક, ફાજિર, મોટો ગુનેહગાર, આક એટલે કે માઁ બાપ નો ના-ફરમાન છે. તેના માટે સખ્ત અઝાબ અને ખુદા નો અઝાબ હક છે. બાપ ની ના-ફરમાની







અલ્લાહ જબ્બારો કહ્હાર ની ના-ફરમાની છે અને બાપની નારાજી અલ્લાહ કહ્હાર ની નારાજી છે. ઇન્સાન પોતાના માઁ-બાપ ને રાજી કરીલે, તો તેઓ તેની જન્નત છે. અને ઇન્સાન પોતાના માઁ-બાપ ને નારાજ કરે, તો તેઓ જ તેના માટે દોઝખ છે. જ્યાં સુધી બાપ ને રાજી નહીં કરે ત્યાં સુધી તેનો કોઈ ફર્ઝ, કોઈ નફલ, કોઈ અમલ કબૂલ નહીં થાય. આખેરત ના અઝાબ ઉપરાંત દુનિયા માં જ તેના જીવન દરમિયાન તેના ઉપર સખ્ત બલા નાઝિલ થશે અને મૃત્યુ સમયે મઆઝલ્લાહ કલ્મો નસીબ ન થવાનો ભય છે.

## હદીષ નં. ૧

**"બાપ ની ઇતાઅત અને નાફરમાની અલ્લાહ ની ઇતાઅત અને નાફરમાની છે."**

"حَدَّثَنَا أَحْمَدُ بْنُ إِبْرَاهِيمَ بْنِ كَيْسَانَ الثَّقَفِيُّ قَالَ :نا إِسْمَاعِيلُ بْنُ عَمْرٍو قَالَ :نا اللَّيْثُ بْنُ سَعْدٍ، عَنْ سَعِيدٍ الْمَقْبُرِيِّ، عَنْ أَبِي هُرَيْرَةَ قَالَ: قَالَ رَسُولُ اللَّهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ :طَاعَةُ اللَّهِ طَاعَةُ الْوَالِدِ، وَمَعْصِيَةُ اللَّهِ مَعْصِيَةُ الْوَالِدِ"

**حواله :**

"المعجم الأوسط"، المؤلف :سليمان بن أحمد بن أيوب بن مطير اللخمى الشامى، أبو القاسم الطبرانى (المتوفى: ٣٦٠هـ)، المحقق :طارق بن عوض الله بن محمد ,عبد المحسن بن إبراهيم الحسينى، الناشر :دار الحرمين القاهرة، الجزء الثانى،باب الألف، من اسمه أحمد، الصفحة : ٣٦٩، رقم الحديث : ٢٢٥٥

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**“અન-અબી-હુરૈરતા-કાલા-કાલા-રસૂલુલ્લાહે સલ્લલ્લાહો-અલૈહે-વસલ્લમા-તાઅતુલ્લાહે-તાઅતુલ-વાલિદે-વ-મઅસિયતુલ્લાહે-મઅસિયતુલ-વાલિદે”**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ :-

**“હઝરત અબૂ હુરૈરા રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત છે કે અલ્લાહ ની ઇતાઅત બાપ ની ઇતાઅત માં છે અને અલ્લાહ ની ના-ફરમાની બાપ ની ના-ફરમાની માં છે.”**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો :-

**“અલ-મોઅજમુલ-અવસત”**, (અરબી) સંપાદક :- સુલેમાન બિન અય્યૂબ બિન મુતીર, અબૂલ કાસિમ શામી તિબ્રાની, ઇન્તેકાલ :- સ.હિ. ૩૬૦, પ્રકાશક :- દારૂલ હરમૈન-કૈરો (ઇજીપ્ત), ભાગ-૨, **હદીષ નં. ૨૨૫૫, પેઇજ નં. ૩૬૯**

## હદીષ નં. ૨

## “અલ્લાહ ની ખૂશી બાપ ની ખૂશી માં”

”أَخْبَـرَنَـا الْحَسَنُ بْنُ سُفْيَانَ قَالَ حَدَّثَنَا يَحْيَى بْنُ حَبِيبِ بْنِ عَـرَبِـيٍّ قَـالَ حَدَّثَنَا خَالِدُ بْنُ الْحَارِثِ عَنْ شُعْبَةَ عَنْ يَعْلَى بْنِ عَـطَـاءٍ عَـنْ أَبِيهِـعَنْ عَبْدِ اللَّهِ بْنِ عَمْرٍو قَالَ قَالَ رَسُولُ اللَّهِ







صَـلَّـى الـلَّـهُ عَـلَيْهِ وَسَلَّمَ "رِضَـاءُ الـلَّـهِ فِـى رِضَاءِ الْوَالِدِ وَسَخَطُ اللَّهِ فى سخط الوالد“

**حواله :**

”الإحسـان فـى تـقريب صحيح ابن حبان“، المؤلف :محمد بن حبان بن أحمد بن حبان بن معاذ بن مَعْبدَ، التميمى، أبو حاتم، الدارمى، البُستى (المتوفى:٣٥٤هـ)، ترتيب :الأمير علاء الدين علـى بـن بـلبان الفارسى (المتوفى:٣٥٤هـ)، الناشر :مؤسسة الـرسـالة، بيروت، الطبعة :الأولـى، ١٤٠٨هـ، ١٩٨٨م، الجزء الثـانـى، كتـاب البـر والاحسـان، بـاب حق الوالدين، الصفحة : ١٧٢، رقم الحديث :٤٢٩

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**“અન-અબ્દુલ્લાહ-ઇબ્ને-અમરિન-કાલા-કાલા-રસૂલુલ્લાહે-સલ્લલ્લાહો-અલૈહે-વસલ્લમા-રિદાઉલ્લાહે-ફી-રિદાઇલ-વાલેદે-વ-સખતુલ્લાહે-ફી-સખતિલ-વાલિદે”**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ :-

**“અલ્લાહ ની ખૂશી બાપ ની ખૂશી માં છે અને અલ્લાહ ની નારાજી બાપ ની નારાજી માં છે.”**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો :-

**“અલ-એહસાન-ફી-તકરીબે-સહીહ-ઇબ્ને-હબ્બાન”** (અરબી) સંપાદક :- મુહમ્મદ બિન હબ્બાન બિન

અહમદ તમીમી દારમી, (ઇન્તેકાલ સ.હિ. ૩૫૪), પ્રકાશક :- મુઅસસતુર્રિસાલા - બૈરૂત (લેબનાન), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૦૮, પ્રમાણે :- ઇ.સ. ૧૯૮૮, **જિલ્દ નં. ૨, હદીષ નં. ૪૨૯, પેઇજ નં. ૧૭૨**

## હદીષ નં. ૩

## "તારી જન્નત અને તારી દોઝખ"

حَدَّثَنَا هِشَامُ بْنُ عَمَّارٍ قَالَ :حَدَّثَنَا صَدَقَةُ بْنُ خَالِدٍ قَالَ : حَدَّثَنَا عُثْمَانُ بْنُ أَبِي الْعَاتِكَةِ، عَنْ عَلِيِّ بْنِ يَزِيدَ، عَنِ الْقَاسِمِ، عَنْ أَبِي أُمَامَةَ، أَنَّ رَجُلًا قَالَ :يَا رَسُولَ اللَّهِ، مَا حَقُّ الْوَالِدَيْنِ عَلَى وَلَدِهِمَا؟ قَالَ :هُمَا جَنَّتُكَ وَنَارُكَ

**حواله :**

"سنن ابن ماجه" ، المؤلف :ابن ماجة أبو عبد الله محمد بن يزيد القزويني، وماجة اسم أبيه يزيد (المتوفى: ٢٧٣هـ)، تحقيق :محمد فؤاد عبد الباقي، الناشر :دار إحياء الكتب العربية -فيصل عيسى البابي الحلبي، الجزء الثاني، كتاب الأدب، باب بر الوالدين، الصفحة : ١٢٠٨، رقم الحديث:٣٦٦٢

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું ગુજરાતી માં લિપીયાંતર :-

**ઇબ્ને માજા એ અબી ઉમામા રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલલાહો તઆલા અલૈહે વસલ્લમ ફરમાવે**







**છે કે :- "હુમા જન્નતકા વ નારકા"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**"માઁ બાપ તારી જન્નત અને તારી દોઝખ છે."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો :-

**"સુનને-ઇબ્ને-માજા"** (અરબી), સંપાદક :- અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ બિન યઝીદ કઝવીની ઇબ્ને માજા, (ઇન્તેકાલ સ.હિ. ૨૭૩), પ્રકાશક :- દાર અહયાએ કિતાબુલ અરબિયા-હલ્બ (સિરીયા), **જિલ્દ નં. ૨, હદીષ નં. ૩૬૬૨, પેઇજ નં. ૧૨૦૮**

## હદીષ નં. ૪

## "જન્નત નો વચલો દરવાઝો બાપ છે."

حَدَّثَنَا ابْنُ أَبِي عُمَرَ قَالَ :حَدَّثَنَا سُفْيَانُ بْنُ عُيَيْنَةَ، عَنْ عَطَاءِ بْنِ السَّائِبِ، عَنْ أَبِي عَبْدِ الرَّحْمَنِ السُّلَمِيِّ، عَنْ أَبِي الدَّرْدَاءِ، أَنَّ رَجُلًا أَتَاهُ فَقَالَ :إِنَّ لِي امْرَأَةً وَإِنَّ أُمِّي تَأْمُرُنِي بِطَلَاقِهَا، قَالَ أَبُو الدَّرْدَاءِ :سَمِعْتُ رَسُولَ اللَّهِ صَلَّى اللَّهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُولُ :الْوَالِدُ أَوْسَطُ أَبْوَابِ الْجَنَّةِ، فَإِنْ شِئْتَ فَأَضِعْ ذَلِكَ الْبَابَ أَوْ احْفَظْهُ قَالَ :وَقَالَ ابْنُ أَبِي عُمَرَ :رُبَّمَا قَالَ سُفْيَانُ : إِنَّ أُمِّي وَرُبَّمَا قَالَ :أَبِي، وَهَذَا حَدِيثٌ صَحِيحٌ وَأَبُو عَبْدِ الرَّحْمَنِ السُّلَمِيُّ اسْمُهُ عَبْدُ اللَّهِ بْنُ حَبِيبٍ

**حواله :**

"**سنن الترمذی**"، المؤلف :محمد بن عیسی بن سَوْرة بن موسی بن الضحاك، الترمذی، أبو عیسی (المتوفی: ٢٧٩ﮬ)، الناشر : شركة مكتبة ومطبعة مصطفی البابی الحلبی مصر، الطبعة : الثانية، ١٣٩٥ﮬ، ١٩٧٥م، الجزء الرابع، أبواب البر والصلة، باب ما جاء من الفضل فی رضا الوالدين، الصفحة:٣١١، رقم الحديث:١٩٠٠

**▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-**

**"અલ-વાલિદો-અવસતો-અબવાબિલ-જન્નતે-ફઇન-શિઅતા-ફઅદેઅ-ઝાલિકલ-બાબા-અવ-એહફઝ"**

**▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-**

**તિર્મિઝી એ પોતાની સહીહ માં અને ઇબ્ને માજા તથા ઇબ્ને હબ્બાને હઝરત અબૂ દરદા રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલલાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે, કે :-**

**"બાપ જન્નત ના દરવાજાઓ નો વચલો દરવાજો છે. જો તૂં ઇચ્છે તો પોતાના હાથે તે દરવાજા ને ખોલી નાખ અને ધ્યાન રાખ"**







**▣ ઉપરોક્ત હદીષ નો હવાલો :-**

**"સુનને-તિર્મિઝી"** (અરબી) સંપાદક :- મુહમ્મદ બિન ઈસા તિર્મિઝી, ઇન્તેકાલ સ.હિ. ૨૭૯, પ્રકાશક :- શિરકતો મક્તબા વ મતબઅતા મુસ્તફા અલ બાબી હલબી (ઇજીપ્ત), આવૃતિ :- બીજી, પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૧૯૭૫, પ્રમાણે :- સ.હિ. ૧૩૯૫, **જિલ્દ નં. ૪, હદીષ નં. ૧૯૦૦, પેઇજ નં. ૩૧૧**

## હદીષ નં. ૫

## "ત્રણ (3) જણા જન્નત માં નહીં જાય"

**حَدَّثَنَا مُكْرَمُ بْنُ أَحْمَدَ الْقَاضِی، بِبَغْدَادَ، ثنا أَبُو إِسْمَاعِيلَ مُحَمَّدُ بْنُ إِسْمَاعِيلَ السُّلَمِیُّ، ثنا أَيُّوبُ بْنُ سُلَيْمَانَ بْنِ بِلَالٍ، حَدَّثَنِی أَبُو بَكْرِ بْنُ أَبِی أُوَيْسٍ، عَنْ سُلَيْمَانَ بْنِ بِلَالٍ، عَنْ عَبْدِ اللَّهِ بْنِ يَسَارٍ الْأَعْرَجِ، أَنَّهُ سَمِعَ سَالِمَ بْنَ عَبْدِ اللَّهِ بْنِ عُمَرَ، يُحَدِّثُ، عَنْ أَبِيهِ، عَنِ النَّبِیِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ أَنَّهُ قَالَ : ثَلَاثَةٌ لَا يَدْخُلُونَ الْجَنَّةَ :الْعَاقُّ بِوَالِدَيْهِ، وَالدَّيُّوثُ، وَرَجِلَةُ النِّسَاءِ . هَذَا حَدِيثٌ صَحِيحُ الْإِسْنَادِ وَلَمْ يُخَرِّجَاهُ.**

**حواله :**

"**المستدرك علی الصحيحين**"، المؤلف :أبو عبد الله الحاكم محمد بن عبد الله بن محمد بن حمدويه بن نُعيم بن الحكم الضبی الطهمانی النيسابوری المعروف بابن البيع (المتوفی:٤٠٥ﮬ)، تحقيق :مصطفی عبد القادر عطا، الناشر: دار الكتب العلمية بيروت، الطبعة :الأولی، ١٤١١-١٩٩٠، الجزء الأول، كتاب الإيمان، الصفحة:١٤٤، رقم الحديث: ٢٤٤

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**“ષલાષતુન-લા-યદ-ખુલૂનલ-જન્નતા અલ-આકો-લે-વાલિદયહિ-વદ-દયૂષો-વર-રજલતુમ-મિનન-નિસાએ”**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**નસાઈ, બઝ્ઝાર અને હાકિમે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદીઅલ્લાહો તઆલા અન્હુમા થી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલલાહો તઆલા અલૈહે વસલ્લમ ફરમાવે છે કે :-**

**“ત્રણ વ્યક્તિ જન્નત માં નહીં જાય (૧) માઁ-બાપ ની ના-ફરમાની કરનારો (૨) દયષુલ એટલે કે ઝનાકારી (વ્યભિચાર) ની દલાલી કરનારો અને (૩) તે સ્ત્રી કે જે પુરૂષો જેવા હાવ-ભાવ કરે”**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો :-

**“અલ-મુસ્તાદરક-અલસ-સહીહૈન”** (અરબી), સંપાદકઃ- અબૂ અબ્દુલ્લાહ અલ-હાકિમ મુહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન હમદવિયા-નૈશાપુરી. ઇન્તેકાલ સ.હિ. ૪૦૫, પ્રકાશક :- દારૂલ કુતુબિલ ઇલ્મિયા - બૈરૂત (લેબનાન), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૧૧, પ્રમાણે :- ઇ.સ. ૧૯૯૦, **જિલ્દ નં. ૧, કિતાબુલ ઈમાન, હદીષ નં. ૨૪૪, પેઇજ નં. ૧૪૪**







## હદીષ નં. ૬

## “ત્રણ (૩) વ્યક્તિ નો કોઈ ફર્ઝ કે નફલ અમલ મકબૂલ નથી”

**حَـدَّثَـنَا دُحَيْمٌ، ثنا مُحَمَّدُ بْنُ شُعَيْبٍ، عَنْ عُمَرَ بْنِ يَزِيدَ، عَنْ أَبِـى سَلامٍ، عَنْ أَبِى أُمَامَةَ، قَالَ :قَـالَ رَسُـولُ اللَّهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ " :ثَلاثَةٌ لا يَقْبَلُ اللَّهُ لَهُمْ صَرْفًا وَلا عَدْلًا :عَاقٌّ، وَمَنَّانٌ، وَمُكَذِّبٌ بِالْقَدَرِ**

**حواله :**

**"السنة"**، المؤلف :أبـو بـكر بن أبى عاصم وهو أحمد بن عمرو بـن الـضـحاك بن مخلد الشيبانى (المتوفى: ٢٨٧هـ)، المحقق : محمد ناصر الدين الألبانى، الناشر :المكتب الإسلامى بيروت، الطبعة :الأولـى، ١٤٠٠، الـجـزء الأول، بَـابُ مَـا ذُكِرَ عَنِ النَّبِىِّ عَلَيْهِ السَّلَامُ فِى الْمُكَذِّبِينَ بِقَدَرِ اللَّهِ، وَمَا لَهُمْ فِى الْآخِرَةِ، وَمَا أَمَرَ بِهِ فِيهِمْ، **الصفحة**:١٤٢، **رقم الحديث**: ٣٢٣

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**“ષલાષતુન-લા-યકબલુલ્લાહો-અઝ્ઝા-વ-જલ્લા-મિન્હુમ-સરફંવ-વલા-અદલન-અલ-આકો-વ-મન્નાનો-વ-મુકઝ્ઝેબો-બે-કદરિન”**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**ઇબ્ને અબી આસિમે સુનન માં સનદે હસન દ્વારા હઝરત અબી ઉમામા રદીઅલ્લાહો**

**તઆલા અન્હો થી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલલાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે કે :-**

**"ત્રણ શખ્સોના કોઈ ફર્ઝ અને નફલ અલ્લાહ તબારક વ તઆલા કબૂલ નથી ફરમાવતો (૧) માઁ-બાપ નો નાફરમાન (૨) સદકો આપીને એહસાન (ઉપકાર) વ્યક્ત કરનારો અને (૩) તકદીર ને ન માનનારો."**

**▣ ઉપરોક્ત હદીષ નો હવાલો :-**

**"અસ્સુન્નત"** (અરબી), સંપાદક:- અબૂ બક્ર બિન અબી આસિમ અહમદ બિન અમ્ર દૈહાક શૈબાની. ઇન્તેકાલ સ.હિ. ૨૮૭, પ્રકાશક :- અલ મક્તબતુલ ઇસ્લામી - બૈરૂત (લેબનાન), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૦૦, **જિલ્દ નં. ૧, હદીષ નં. ૩૨૩, પેઇજ નં. ૧૪૨**

## હદીષ નં. ૭

## "માઁ-બાપ ની ના-ફરમાની ની સઝા, દુનિયા માં જ મરતાં પહેલાં ભોગવવી પડશે."

حَدَّثَنَا عَلِیُّ بْنُ حَمْشَاذٍ، الْعَدْلُ رَحِمَهُ اللَّهُ تَعَالَی وَعَبْدُ اللَّهِ
بْـنُ الْحَسَنِ الْقَاضِی، قَالَا :ثَـنَا الْحَارِثُ بْنُ أَبِی أُسَامَةَ، ثَنَا
مُحَمَّدُ بْنُ عِيسَی بْنِ الطَّبَّاعِ، ثَنَا بَكَّارُ بْنُ عَبْدِ الْعَزِيزِ بْنِ أَبِی
بَكْرَةَ، قَالَ :سَمِعْتُ أَبِی، يُحَدِّثُ عَنْ أَبِی بَكْرَةَ، رَضِیَ اللَّهُ







عَنْهُ قَالَ :سَـمِـعْتُ رَسُولَ اللَّهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُولُ:
كُـلُّ الـذُّنُـوبِ يُـؤَخِّـرُ الـلَّهُ مَا شَاءَ مِنْهَا إِلَی يَوْمِ الْقِيَامَةِ إِلَّا
عُـقُـوقَ الْـوَالِـدَيْنِ فَإِنَّ اللَّهَ تَعَالَی يُعَجِّلُهُ لِصَاحِبِهِ فِی الْحَيَاةِ
قَبْلَ الْمَمَاتِ هَذَا حَدِيثٌ صَحِيحُ الْإِسْنَادِ وَلَمْ يُخَرِّجَاهُ

**حواله :**

"**المستدرك على الصحيحين**"، المؤلف :أبو عبد الله الحاكم محمد بن عبد الله بن محمد بن حمدويه بن نُعيم بن الحكم الضبی الطهمانی النيشابوری المعروف بابن البيع (المتوفى: ٤٠٥هـ)، تحقيق :مصطفى عبد القادر عطا، الناشر :دار الكتب العلمية بيروت، الطبعة :الأولى، ١٤١١-١٩٩٠، **الجزء الرابع، كتاب البر والصلة، الصفحة : ١٧٢، رقم الحديث: ٧٢٦٣**

**▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-**

**"કુલ્લુઝ-ઝુનૂબે-યુઅખ્ખેરૂલ્લાહો-મિન્હા-મા-શાઆ-ઇલા-યવમિલ-કિયામતે-ઇલ્લા-ઉકૂકલ-વાલેદૈને-ફ-ઇન્નલ્લાહા-યુઅજ્જેલોહુ-લે-સાહેબેહિ-ફિલ-હયાતે-કબલલ-મમાતે"**

**▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-**

**હાકિમ, અસ્બહાની અને તિબ્રાનીએ હઝરત અબૂબક્ર રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલલાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે, કે :-**

**"દરેક ગુનાહ ની સઝા કયામત ના દિવસ માટે અલ્લાહ ચાહે તો બાકી રાખે છે, પણ માઁ-બાપ ની ના-ફરમાની ની સઝા જીવન દરમિયાન મરતાં પહેલાં આપી દે છે."**

**▣ ઉપરોક્ત હદીષ નો હવાલો :-**

**"અલ-મુસ્તદરક-અલસ-સહીહૈન"** (અરબી), સંપાદક:- અબૂ અબ્દુલ્લાહ અલ-હાકિમ મુહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન હમદવિયા-નૈશાપુરી. ઇન્તેકાલ સ.હિ. ૪૦૫, પ્રકાશક :- દારૂલ કુતુબિલ ઇલ્મિયા - બૈરૂત (લેબનાન), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૧૧, પ્રમાણે :- ઇ.સ. ૧૯૯૦, **જિલ્દ નં. ૪, કિતાબુલ ઈમાન, હદીષ નં. ૭૨૬૩, પેઇજ નં. ૧૭૨**

## હદીષ નં. ૮

## "માઁ રાજી થઈ પછી જ સકરાત માં કલ્મો નસીબ થયો"

أَخْبَرَنَا أَبُو عَبْدِ اللهِ الْحَافِظُ، نا أَبُو عُمَرَ مُحَمَّدُ بْنُ عَبْدِ الْوَاحِدِ الزَّاهِدُ صَاحِبُ ثَعْلَبٍ بِبَغْدَادَ، نا مُوسَى بْنُ سَهْلٍ الْمُوسِيُّ، نا يَزِيدُ بْنُ هَارُونَ، نا فَائِدُ بْنُ عَبْدِ الرَّحْمَنِ، قَالَ: سَمِعْتُ عَبْدَ اللهِ بْنَ أَبِى أَوْفَى، قَالَ :جَاءَ رَجُلٌ إِلَى النَّبِيِّ صَلَّى اللَّهُ عَلَيْهِ وَسَلَّمَ، فَقَالَ :يَا رَسُولَ اللهِ، إِنَّ هَهُنَا غُلَامًا قَدِ احْتُضِرَ يُقَالُ لَهُ قُلْ :لَا إِلَهَ إِلَّا اللهُ فَلَا يَسْتَطِيعُ أَنْ يَقُولَهَا، قَالَ " :أَلَيْسَ قَدْ كَانَ يَقُولُهَا فِى حَيَاتِهِ؟ "قَالُوا :بَلَى، قَالَ:







"فَمَا مَنَعَهُ مِنْهَا عِنْدَ مَوْتِهِ؟ "قَالَ :فَنَهَضَ رَسُولُ اللهِ صَلَّى اللَّهُ عَلَيْهِ وَسَلَّمَ وَنَهَضْنَا مَعَهُ حَتَّى أَتَى الْغُلَامَ، فَقَالَ " :يَا غُلَامُ قُلْ :لَا إِلَهَ إِلَّا اللهُ "، قَالَ :لَا أَسْتَطِيعُ أَنْ أَقُولَهَا، قَالَ " : وَلِمَ؟ "قَالَ :لِعُقُوقِ وَالِدَتِى، قَالَ " :أَحَيَّةٌ هِيَ؟ "قَالَ :نَعَمْ، قَالَ " :أَرْسِلُوا إِلَيْهَا "، فَأَرْسَلُوا إِلَيْهَا فَجَاءَتْ، فَقَالَ لَهَا رَسُولُ اللهِ صَلَّى اللَّهُ عَلَيْهِ وَسَلَّمَ " :ابْنُكِ هُوَ؟ "قَالَتْ: نَعَمْ، قَالَ " :أَرَأَيْتِ لَوْ أَنَّ نَارًا أُجِّجَتْ فَقِيلَ لَكِ :إِنْ لَمْ تَشْفَعِي لَهُ قَذَفْنَاهُ فِى هَذِهِ النَّارِ "، قَالَتْ :إِذًا كُنْتُ أَشْفَعُ لَهُ، قَالَ " :فَأَشْهِدِى اللهَ، وَأَشْهِدِينَا مَعَكِ بِأَنَّكِ قَدْ رَضِيتِ"، قَالَتْ :قَدْ رَضِيتُ عَنِ ابْنِى، قَالَ " :يَا غُلَامُ، قُلْ :لَا إِلَهَ إِلَّا اللهُ "، فَقَالَ :لَا إِلَهَ إِلَّا اللهُ، فَقَالَ رَسُولُ اللهِ صَلَّى اللَّهُ عَلَيْهِ وَسَلَّمَ " :الْحَمْدُ لِلَّهِ الَّذِى أَنْقَذَهُ مِنَ النَّارِ ."

**حواله :**

**"شعب الإيمان"**، المؤلف :أحمد بن الحسين بن على بن موسى الخُسْرَوْجِردى الخراسانى، أبو بكر البيهقى (المتوفى: ٤٥٨هـ)، الناشر :مكتبة الرشد للنشر والتوزيع بالرياض بالتعاون مع الدار السلفية ببومباى بالهند، الطبعة :الأولى، ١٤٢٣هـ، ٢٠٠٣م، **الجزء العاشر، بر الوالدين، الصفحة : ٢٩٠،**
**رقم الحديث:** ٧٥٠٨

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

ઇમામ અહમદ અને તિબ્રાનીએ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબી ઔફ રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત કરી કે :-

"એક શખ્સ સકરાત ની હાલત માં હતો. તે શખ્સ ને કલ્મા ની તલ્કીન એટલે કે કલ્મો પઢવાની ભલામણ કરવામાં આવતી પણ તે શખ્સ કલ્મો નહોતો પઢી શકતો, ત્યાં સુધી કે ખૂદ હુઝૂરે અકદસ, સૈયદે આલમ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ તે શખ્સ પાસે તશરીફ લઈ ગયા અને ફરમાવ્યું કે "લા-ઇલાહા-ઇલ્લલ્લાહ" પઢ. તે શખ્સે અર્ઝ કરી કે નથી પઢી શકતો. તે શખ્સ ની આવી હાલત માટે એ કારણ જણાયું કે તે શખ્સ થી તેની માઁ નારાજ હતી. જ્યારે તેણીને રાજી કરી લેવામાં આવી, તો તે શખ્સ ની ઝબાન થી કલ્મો નિકળ્યો."

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો :-

**"શોઅબુલ-ઈમાન"** (અરબી), સંપાદક:- ઇમામ અહમદ બિન હુસૈન બિન મૂસા ખુરાસાની-બયહકી. ઇન્તેકાલ સ.હિ. ૪૫૮, પ્રકાશક :- મક્તબતુર-રુશ્દે-લિન્નશરે વત્તૌઝીએ, રિયાધ (સાઉદી અરેબિયા), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૨૩, પ્રમાણે :- ઇ.સ. ૨૦૦૩, **જિલ્દ નં. ૧૦, બાબ : બિર્રૂલ-બિલ-વાલૈદૈને, હદીષ નં. ૭૫૦૮, પેઇજ નં. ૨૯૦**





www.markazahlesunnat.net

સવાલ માઁ જે શખ્સ નું વર્ણન છે, તે શખ્સ તેના બાપ ની સાથેના વર્ણનીય વર્તાવના કારણે ગુનેહગાર છે. જો તે શખ્સ એમ કહે, કે ઇતાઅત શરઅન ઝરૂરી નથી, અથવા મઆઝલ્લાહ એવું કહે કે બાપ નું અપમાન કરવું જાઇઝ છે. તો તે શખ્સ ખુદા ના હુક્મ નો મુખાલિફ છે. જે શખ્સ સામાન્ય રીતે પણ કોઈ જાતના અર્થઘટન વગર એવો અકીદો રાખે, કે બાપ ની ઇતાઅત ઝરૂરી નથી, અને બાપ ની તૌહીન કરવી જાઇઝ છે. તો તે શખ્સ ખુદાના હુક્મ નો ઇન્કાર કરનારો છે. તેના ઉપર ખુલ્લે ખુલ્લો કુફ્ર નો ઇલ્ઝામ લાગુ પડશે.

## સવાલ નં : ૨

શું ફરમાવે છે દીન ના આલિમો આ મસ્અલા માં કે :-

સાવકી માઁ ઉપર જે શખ્સ ખરાબ તોહમત લગાવે, તેના માટે શું હુક્મ છે ? શું પુત્ર ઉપર સાવકી માઁ નો કોઈ હક છે ?

## અલ-જવાબ

દરેક મુસલમાન નો તેના મુસ્લિમ ભાઇઓ ઉપર હક છે. કોઈ પણ મુસલમાન ઉપર તોહમત (આક્ષેપ) લગાડવી સખ્ત મનાઈ છે. ખાસ કરીને ઝના (વ્યભિચાર) ની તોહમત લગાડવી તો સખ્ત માં સખ્ત હરામ છે.

અલ્લાહ તઆલા કુરઆન મજીદ માં ઇરશાદ ફરમાવે છે કે :-

"يَعِظُكُمُ اللّٰهُ اَنْ تَعُوْدُوْالِمِثْلِهٖۤ اَبَدًااِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ"

ترجمہ:۔ ''اللہ تمہیں نصیحت فرماتا ہے کہ اب کبھی ایسا نہ کہنا، اگر ایمان رکھتے ہو'' (کنزالایمان)

**▣ ઉપરોક્ત આયત નું ગુજરાતી લિપીયાંતર અને અનુવાદ :-**

**"યએઝકુમુલ્લાહો-અન-તઉદૂ-લે-મિષલેહી-અબદન-ઇન-કુન્તુમ-મોઅ્મેનીન"**

**-: અનુવાદ :-**

**"અલ્લાહ તમને નસીહત ફરમાવે છે, કે હવેથી આવું કહેતા નહીં. જો તમે ઈમાન ધરાવતા હો" (કન્ઝુલઈમાન)**

**ઝના ની તોહમત લગાડનાર ને એંસી (૮૦) કોરડા મારવાનો હુકમ છે અને હમેંશા ને માટે તેની ગવાહી મરદૂદ (અસ્વીકાર્ય) છે. અલ્લાહ તઆલા એ તેવા શખ્સ ને 'ફાસિક' કહ્યો છે. આ બધા હુકમો તો દરેક મુસલમાન ના મામલા માં છે. પછી ભલે તેની સાથે કોઈ પણ જાતનો સગપણ કે સબંધ ન હોય. તો જ્યારે સામાન્ય રીતે આમ મુસલમાન ઉપર વ્યભિચાર નો આરોપ લગાડવા બદલ આવા સખ્ત હુકમો છે, તો સાવકી માઁ કે જેને તેના બાપ ની સાથે ખાસ અને મહાન સબંધ છે અને પોતાના બાપ ની સાથેના તે સગપણ ના કારણે સાવકી માઁ નો આદર અને સન્માન તે શખ્સ માટે આવશ્યક છે. બાપ ની સાથેના સબંધ ના કારણે સાવકી માઁ ની સાથે નિકાહ ને હકીકી માઁ ની જેમ અલ્લાહ તઆલા એ હરામ ફરમાવેલ છે.**







## હદીષ નં. ૧

## "સૌથી મોટું નેકી નું કામ"

**حَدَّثَنِي أَبُو الطَّاهِرِ أَحْمَدُ بْنُ عَمْرِو بْنِ سَرْحٍ، أَخْبَرَنَا عَبْدُ اللهِ بْنُ وَهْبٍ، أَخْبَرَنِي سَعِيدُ بْنُ أَبِي أَيُّوبَ، عَنِ الْوَلِيدِ بْنِ أَبِي الْوَلِيدِ، عَنْ عَبْدِ اللهِ بْنِ دِينَارٍ، عَنْ عَبْدِ اللهِ بْنِ عُمَرَ، أَنَّ رَجُلًا مِنَ الْأَعْرَابِ لَقِيَهُ بِطَرِيقِ مَكَّةَ، فَسَلَّمَ عَلَيْهِ عَبْدُ اللهِ، وَحَمَلَهُ عَلَى حِمَارٍ كَانَ يَرْكَبُهُ .وَأَعْطَاهُ عِمَامَةً، كَانَتْ عَلَى رَأْسِهِ فَقَالَ ابْنُ دِينَارٍ :فَقُلْنَا لَهُ :أَصْلَحَكَ اللهُ إِنَّهُمُ الْأَعْرَابُ وَإِنَّهُمْ يَرْضَوْنَ بِالْيَسِيرِ، فَقَالَ عَبْدُ اللهِ :إِنَّ أَبَا هَذَا كَانَ وُدًّا لِعُمَرَ بْنِ الْخَطَّابِ، وَإِنِّي سَمِعْتُ رَسُولَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُولُ :إِنَّ أَبَرَّ الْبِرِّ صِلَةُ الْوَلَدِ أَهْلَ وُدِّ أَبِيهِ**

**حوالہ :**

**"المسند الصحيح المختصر بنقل العدل عن العدل إلى رسول الله صلى الله عليه وسلم"**، المؤلف :مسلم بن الحجاج أبو الحسن القشيري النيسابوري (المتوفى: ٢٦١هـ)، المحقق :محمد فؤاد عبد الباقي، الناشر: دار إحياء التراث العربي بيروت، الجزء الرابع، كتاب البر والصلة والآداب، باب صلة أصدقاء الأب والأم ونحوهما، الصفحة: ١٩٧٩، رقم الحديث: ٢٥٥٢

**▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર:-**

**"ઇન્ના-અબર્રલ-બિર્રે-સિલતુલ-વલદે-અહલા-વુદ્દે-અબીહે"**

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દો નો ગુજરાતી માં અનુવાદ :-

**ઇમામ મુસ્લિમે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદીઅલ્લાહો તઆલા અન્હુમા થી રિવાયત કરી, કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ફરમાવે છે, કે :-**

**"બેશક, દરેક નેક કામો થી વધીને નેક કામ એ છે, કે દિકરો પોતાના બાપ ના મિત્રોની સાથે સારૂં વર્તન કરે."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો :-

**"અલ-મુસ્નદુસ-સહીહ-અલ-મુખ્તસર-બે-નકલિલ-અદલે-અનિલ-અદલે-ઇલા-રસૂલિલ્લાહે"** (અરબી), સંપાદક:- ઇમામ મુસ્લિમ ઇબ્ને હિજાજ, અબૂલ હસન કશીરી નૈશાપુરી. ઇન્તેકાલ સ.હિ. ૨૬૧, પ્રકાશક :- દાર-અહયાઇત-તુરાષિલ-અરબી, **જિલ્દ નં. ૪, હદીષ નં. ૨૫૫૨, પેઇજ નં. ૧૯૭૯**

## હદીષ નં. ૨

## "માઁ-બાપ ના અવસાન બાદ ના નેક કામો"

**حَدَّثَنَا إِبْرَاهِيمُ بْنُ مَهْدِيٍّ، وَعُثْمَانُ بْنُ أَبِي شَيْبَةَ، وَمُحَمَّدُ بْنُ الْعَلَاءِ الْمَعْنَى قَالُوا: حَدَّثَنَا عَبْدُ اللَّهِ بْنُ إِدْرِيسَ، عَنْ عَبْدِ الرَّحْمَنِ بْنِ سُلَيْمَانَ، عَنْ أَسِيدِ بْنِ عَلِيِّ بْنِ عُبَيْدٍ، مَوْلَى بَنِي سَاعِدَةَ عَنْ أَبِيهِ، عَنْ أَبِي أُسَيْدٍ مَالِكِ بْنِ رَبِيعَةَ السَّاعِدِيِّ،**









**قَالَ: بَيْنَا نَحْنُ عِنْدَ رَسُولِ اللَّهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: إِذْ جَاءَهُ رَجُلٌ مِنْ بَنِي سَلِمَةَ، فَقَالَ: يَا رَسُولَ اللَّهِ، هَلْ بَقِيَ مِنْ بِرِّ أَبَوَيَّ شَيْءٌ أَبَرُّهُمَا بِهِ بَعْدَ مَوْتِهِمَا؟ قَالَ: نَعَمْ الصَّلَاةُ عَلَيْهِمَا، وَالِاسْتِغْفَارُ لَهُمَا، وَإِنْفَاذُ عَهْدِهِمَا مِنْ بَعْدِهِمَا، وَصِلَةُ الرَّحِمِ الَّتِي لَا تُوصَلُ إِلَّا بِهِمَا، وَإِكْرَامُ صَدِيقِهِمَا**

**حواله :**

**"سنن أبي داود"**، المؤلف: أبو داود سليمان بن الأشعث بن إسحاق بن بشير بن شداد بن عمرو الأزدي السِّجِسْتاني (المتوفى: ٢٧٥هـ)، المحقق: محمد محيي الدين عبد الحميد، الناشر: المكتبة العصرية، صيدا بيروت، الجزء الرابع، أبواب النوم، باب في بر الوالدين، الصفحة: ٣٣٦، رقم الحديث: ٥١٤٢

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર:-

**"અન-અબી-ઉસૈદિન-માલિકિબ્ને-રબીઆ-સાઅદી-કાલા-બયનના-નહનો-ઇન્દા-રસૂલિલ્લાહે-સલ્લલ્લાહો-અલૈહે-વસલ્લમા-ઇઝ-જાઅહુ-રજુલુમ-મિન-બની-સલમા-ફ-કાલા-યા-રસૂલુલ્લાહે-હલ-બકેયા-મિન-બિર્રિન-શયઉન-અબર્રહુમા-બેહિ-બઅદા-મવતેહિમા ? કાલા-નઅમ-અસ્સલાતો-અલૈહિમા-વલ-ઇસ્તિગફારો-લહુમા-વ-ઇન્ફાઝો-અહદેહિમા-મિન-બઅદેહિમા-વ-સિલતુર-રહમિલ-લતી-લા-તૂસલો-ઇલ્લા-બેહિમા-વ-ઇકરામો-સદીકેહિમા"**

**▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ:-**

**હઝરત અબી ઉસૈદ માલિક ઇબ્ને રબીઆ સઅદી થી રિવાયત છે, કે તેઓ એ કહ્યું કે, એક વખત અમો હુઝૂરે અકદસ સલ્લલલાહો તઆલા અલૈહે વસલ્લમ ની ખિદમત માં હાઝિર હતા કે બની સલમા કબીલા નો એક શખ્સ આવ્યો અને અર્ઝ કરી, કે યા રસૂલુલ્લાહ! શું મારા માઁ-બાપ ના ઇન્તેકાલ પછી પણ તેઓની સાથે સદ-વર્તન કરવાનું બાકી રહે છે ? આપે ફરમાવ્યું કે હા. તેઓની નમાઝે જનાઝા પઢવી, તેઓની મગફેરત ની દુઆ માંગવી, તેઓને આપેલા વચન નું તેઓના અવસાન પછી પુરૂં કરવું, અને તેઓના કારણે તારો જેનાથી કૌટુંબિક સબંધ હોય, તેઓની સાથે સદ-વર્તન કરવું અને માઁ-બાપ ના દોસ્તો ની ઇઝ્ઝત કરવી.**

**▣ ઉપરોક્ત હદીષ નો હવાલો :-**

**"સુનને અબૂ-દાઉદ"** (અરબી), સંપાદક:- અબૂ દાઉદ સુલૈમાન ઇબ્ને અશઅષ બિન ઇસ્હાક બિન બશીર બિન શદ્દાદ બિન અમ્ર અઝદી સજીસ્તાની. ઇન્તેકાલ સ.હિ. ૨૭૫, પ્રકાશક :- અલ-મકતબતુલ-અસરિયા - બૈરૂત (લેબનાન) **જિલ્દ નં. ૪, હદીષ નં. ૫૧૪૨, પેઇજ નં. ૩૩૬**







**તો જ્યારે બાપ ના દોસ્તો માટે આવો હુક્મ છે, તો બાપની પરણેતર (સાવકી માઁ) ની ઇઝ્ઝત અને તઅઝીમ શા માટે અતિ અગત્યની નહીં હોય ? અને જો સાવકી માઁ ને નારાજ કરવાથી બાપ નારાજ થતો હોય, તો યાદ રાખો કે બાપની નારાજી અલ્લાહ ની નારાજી છે.**

## સવાલ નં : ૩

**ઔલાદ ઉપર બાપનો હક વધુ છે, કે માઁ નો ?**

## અલ-જવાબ

**ઔલાદ ઉપર બાપનો હક બહુજ મોટો છે અને માઁ નો હક તો તેનાથી પણ વધીને છે.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે કે :-**

| |
|---|
| "وَوَصَّيْنَا الْاِنْسَانَ بِوَالِدَيْهِ اِحْسٰنًا حَمَلَتْهُ اُمُّهٗ كُرْهًا وَّوَضَعَتْهُ كُرْهًا وَحَمْلُهٗ وَفِصٰلُهٗ ثَلٰثُوْنَ شَهْرًا" |
| حوالہ:۔ پارہ:۲۶، سورۃالاحقاف، آیت: ۱۵ |
| **ترجمہ:** "اور ہم نے آدمی کو حکم کیا کہ اپنے ماں باپ سے بھلائی کرے۔ اس کی ماں نے اسے پیٹ میں رکھا تکلیف سے اور جنی اس کو تکلیف سے اور اسے اٹھائے پھرنا اور اس کا دودھ چھڑانا تیس (۳۰) مہینہ میں ہے۔" (کنزالایمان) |

▣ ઉપરોક્ત આયત નું ગુજરાતી માં લિપીયાંતર :-

**"વ-વસ્સયનલ-ઇન્સાના-બે-વાલિદૈહે-એહસાનન-હમલત્હુ-ઉમ્મોહુ-કુરહંવ-વ-વદઅત્હુ-કુરહંવ-વ-હમલહુ-વ-ફિસાલોહુ-ષલાષૂના-શહરા"**

▣ ઉપરોક્ત આયત નો ગુજરાતી અનુવાદઃ-

**"અને અમોએ ઇન્સાન ને માઁ-બાપ ની સાથે નેક વર્તન કરવાની સુચના આપી, તેની માઁ એ તેને પેટ માં કષ્ટ ની સાથે રાખ્યો, કષ્ટ ની સાથે જણ્યો અને તેનું પેટમાં રહેવું અને દૂધ છોડાવવું ત્રીસ (૩૦) મહીના માં છે." (કન્ઝુલઈમાન)**

ઉપરોક્ત આયત માં અલ્લાહ તઆલા એ માઁ-બાપ બન્નેના હક ની સુચના આપી અને ત્યાર બાદ માઁ ના હક ની અલગ ગણતરી ફરમાવી. માઁ એ ગર્ભાવસ્થા, જન્મ આપવામાં (પ્રસુતિ માં) અને બે વર્ષ સુધી દૂધ પીવડાવવામાં જે કષ્ટ અને તકલીફો ભોગવી છે, તેના કારણે માઁ નો હક બહુ જ મોટો અને મહત્વનો છે.







## આયત નં. ૨

અલ્લાહ તઆલા ઇરશાદ ફરમાવે છે કે :-

"وَوَصَّيْنَا الْاِنْسَانَ بِوَالِدَيْهِ حَمَلَتْهُ اُمُّهٗ وَهْنًا عَلٰى وَهْنٍ وَّ فِصٰلُهٗ فِيْ عَامَيْنِ اَنِ اشْكُرْ لِيْ وَ لِوَالِدَيْكَ"

حوالہ:۔ پارہ: ۲۱، سورۂ لقمان، آیت: ۱۴

**ترجمہ:**

"اور ہم نے آدمی کو اس کے ماں باپ کے بارے میں تاکید فرمائی۔ اس کی ماں نے اسے پیٹ میں رکھا کمزوری پر کمزوری جھیلتی ہوئی اور اس کا دودھ چھوٹنا دو برس میں۔ یہ کہ حق مان میرا اور اپنے ماں باپ کا۔" (کنزالایمان)

▣ ઉપરોક્ત આયત નું ગુજરાતી લિપીયાંતર અને અનુવાદ :-

**"વ-વસ્સયનલ-ઇન્સાના-બે-વાલેદયહે-હમલત્હુ-ઉમ્મોહુ-વહનન-અલા-વહનિંવ-વ ફિસાલુહૂ-ફી-આમયને-અનિશકુર-લી-વલે-વાલેદયકા"**

**"અને અમોએ ઇન્સાન ને તેના માઁ-બાપ માટે સુચના આપી. તેની માઁ એ કષ્ટ ઉપર કષ્ટ ભોગવીને તેને પેટમાં રાખ્યો અને તેનું દૂધ (ધાવણ) છુટવું બે (૨) વર્ષ માં છે. હક માન મારો અને પોતાના માઁ બાપનો."** (કન્ઝુલઈમાન)

ઉપરોક્ત બન્ને આયતો અને ઘણી હદીષો થી એવી દલીલો પ્રાપ્ત થાય છે, કે બાપ કરતા માઁ નો હક વધુ છે.

**અત્રે અમુક હદીષો રજૂ છે :-**

## હદીષ નં. ૧

## "મર્દ ઉપર સૌથી વધુ હક તેની માઁ નો છે."

مَا حَدَّثَنِی أَبُو الْقَاسِمِ الْحَسَنُ بْنُ مُحَمَّدِ بْنِ السَّكُونِیِّ، بِالْكُوفَةِ، ثَنَا عَبْدُ اللَّهِ بْنُ غَنَّامٍ، حَدَّثَنِی أَبِی، ثَنَا أَبُو أَحْمَدَ الزُّبَيْرِیُّ، ثَنَا مِسْعَرُ بْنُ كِدَامٍ، عَنْ أَبِی عُتْبَةَ، عَنْ عَائِشَةَ، رَضِیَ اللَّهُ عَنْهَا قَالَتْ :قُلْتُ :يَا رَسُولَ اللَّهِ أَیُّ النَّاسِ أَعْظَمُ حَقًّا عَلَى الْمَرْأَةِ؟ قَالَ: زَوْجُهَا قُلْتُ: فَأَیُّ النَّاسِ أَعْظَمُ حَقًّا عَلَى الرَّجُلِ؟ قَالَ: أُمُّهُ وَمِنْهَا

**حواله :**

"**المستدرك على الصحيحين**"، المؤلف: أبو عبد الله الحاكم محمد بن عبد الله بن محمد بن حمدويه بن نُعيم بن الحكم الضبى الطهمانى النيسابورى المعروف بابن البيع (المتوفى: ٤٠٥ ھ)، تحقيق: مصطفى عبد القادر عطاء الناشر: دارالكتب العلمية، بيروت، الطبعة :الأولى، ١٤١١ـ١٩٩٠، **الجزء الرابع، كتاب البر والصلة، الصفحة:١٦٧، رقم الحديث: ٧٢٤٤**

**▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-**

**"અન-આએશતા-રદીઅલ્લાહો-અન્હા-કાલત-કુલ્તો-યા-રસૂલુલ્લાહે-અય્યુન-નાસે-અઅ્ઝમો-હક્કન-અલલ-મરઅતે ? કાલા-**







**ઝવજોહા ▣ કુલ્તો : ફ-અય્યુન-નાસે-અઅ્ઝમો-હક્કન-અલર-રજૂલે-કાલા : ઉમ્મોહુ-વ-મિન્હા"**

**▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ :-**

**હાકિમે હઝરત અબી ઉત્બા રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત કરી, કે ઉમ્મુલ મોઅમેનીન હઝરત આઇશા સિદ્દીકા રદીઅલ્લાહો તઆલા અન્હા ફરમાવે છે કે:- "મૈં હુઝૂરે અકદસ, સૈયદે આલમ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ની ખિદમત માં અર્ઝ કરી કે ઔરત ઉપર સૌથી મોટો હક કોનો છે? આપે ફરમાવ્યું કે શોહર નો હક ઔરત ઉપર સૌથી મોટો છે. મૈં અર્ઝ કરી કે મર્દ ઉપર સૌથી મોટો હક કોનો છે ? આપે ફરમાવ્યું કે મર્દ ઉપર સૌથી વધુ હક તેની માઁ નો છે."**

**▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-**

**"અલ-મુસ્તદરક-અલસ-સહીહૈન"** (અરબી), સંપાદક:- અબૂ અબ્દુલ્લાહ અલ-હાકિમ મુહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન હમદવિયા-નૈશાપુરી. ઇન્તેકાલ સ.હિ. ૪૦૫, પ્રકાશક :- દારૂલ કુતુબિલ ઇલ્મિયા - બૈરૂત (લેબનાન), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૧૧, પ્રમાણે :- ઇ.સ. ૧૯૯૦, **જિલ્દ નં. ૪, હદીષ નં. ૮૨૪૪, પેઇજ નં. ૧૬૭**

## હદીષ નં. ૨

# “માઁ ને બાપ કરતા સદ વર્તન માં અગ્રતા”

حَدَّثَنَا قُتَيْبَةُ بْنُ سَعِيدٍ، حَدَّثَنَا جَرِيرٌ، عَنْ عُمَارَةَ بْنِ الْقَعْقَاعِ بْنِ شُبْرُمَةَ، عَنْ أَبِى زُرْعَةَ، عَنْ أَبِى هُرَيْرَةَ رَضِىَ اللَّهُ عَنْهُ قَالَ: جَاءَ رَجُلٌ إِلَى رَسُولِ اللَّهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ: يَارَسُولَ اللَّهِ، مَنْ أَحَقُّ النَّاسِ بِحُسْنِ صَحَابَتِى؟ قَالَ: أُمُّكَ قَالَ: ثُمَّ مَنْ؟ قَالَ: ثُمَّ أُمُّكَ قَالَ: ثُمَّ مَنْ؟ قَالَ: ثُمَّ أُمُّكَ قَالَ: ثُمَّ مَنْ؟ قَالَ: ثُمَّ أَبُوكَ.

**حواله :**

"**الجامع المسند الصحيح المختصر من أمور رسول الله صلى الله عليه وسلم وسننه وأيامه = صحيح البخارى**"، المؤلف :محمد بن إسماعيل أبو عبدالله البخارى الجعفى، المحقق :محمد زهير بن ناصر الناصر، الناشر: دار طوق النجاة (مصورة عن السلطانية بإضافة ترقيم ترقيم محمد فؤاد عبد الباقى)، الطبعةالأولى، ١٤٢٢هـ، **الجزء الثامن، كتاب الأدب، باب من أحق الناس بحسن الصحبة، الصفحة:٢، رقم الحديث: ٥٩٧١**

▣ **ઉપરોક્ત હદીષ નો ગુજરાતી લિપીયાંતર:-**

**“જાઆ-રજુલન-ઇલા-રસૂલિલ્લાહે-સલ્લલ્લાહો-તઆલા-અલૈહે-વસલ્લમા-ફ-કાલા-યા-રસૂલુલ્લાહે-સલ્લલ્લાહો-તઆલા-અલૈહે-વસલ્લમા-મન-અહ-કકુન-નાસે બે-હુસને-સહાબતી ? કાલા-ઉમ્મોકા-કાલા**







**સુમ્મા-મન? કાલા-ઉમ્મોકા-કાલા-સુમ્મા-મન-કાલા-ઉમ્મોકા-કાલા-સુમ્મા-મન ? કાલા-અબૂકા”**

▣ **ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ :-**

**બુખારી અને મુસ્લિમ માં હઝરત અબૂ હુરૈરા રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત છે કે :-**

**“એક શખ્સ ખિદમતે અકદસ હુઝૂરે અકરમ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ માં હાઝિર થયો અને અર્ઝ કરી કે યા રસૂલુલ્લાહ! સૌથી વધુ હકદાર કોણ છે કે તેની સાથે હું નેક વર્તન કરૂં ? આપે ફરમાવ્યું કે તારી માઁ. તે શખ્સે અર્ઝ કરી કે તેના પછી કોણ ? આપે ફરમાવ્યું કે તારી માઁ. તે શખ્સે ફરી અર્ઝ કરી કે તેના પછી કોણ ? આપે ફરમાવ્યું કે તારી માઁ. તે શખ્સે અર્ઝ કરી કે તેના પછી કોણ ? આપે ફરમાવ્યું કે તારો બાપ.”**

▣ **ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં હવાલો :-**

**“સહીહુલ-બુખારી”** (અરબી), સંપાદકઃ- ઇમામ મુહમ્મદ બિન ઇસ્માઈલ અબૂ અબ્દુલ્લાહ બુખારી, પ્રકાશક :- દાર તુકૂન્નજાત, આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૪૨૨, **જિલ્દ નં. ૭, હદીષ નં. ૫૯૭૧, પેઇજ નં. ૨**

## હદીષ નં. ૩

# "બાપ કરતાં માઁ ના હક ને અગત્યતા"

حَدَّثَنَا إِسْحَاقُ بْنُ يُوسُفَ، عَنْ سُفْيَانَ، عَنْ مَنْصُورٍ، عَنْ عُبَيْدِ بْنِ عَلِيٍّ، عَنْ أَبِى سَلَامَةَ قَالَ: قَالَ رَسُولُ اللَّهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: أُوصِى الرَّجُلَ بِأُمِّهِ، أُوصِى الرَّجُلَ بِأُمِّهِ، أُوصِى الرَّجُلَ بِأُمِّهِ، أُوصِى الرَّجُلَ بِأَبِيهِ، أُوصِى الرَّجُلَ بِأَبِيهِ، أُوصِيهِ بِمَوْلَاهُ الَّذِى يَلِيهِ، وَإِنْ كَانَ عَلَيْهِ فِيهِ أَذًى يُؤْذِيهِ

**حواله :**

"**مسند الإمام أحمد بن حنبل**" ، المؤلف: أبو عبد الله أحمد بن محمد بن حنبل بن هلال بن أسد الشيباني (المتوفى: ٢٤١هـ)، المحقق: شعيب الأرنؤوط -عادل مرشد، وآخرون، إشراف: د عبد الله بن عبد المحسن التركى، الناشر: مؤسسة الرسالة، الطبعة: الأولى، ١٤٢١هـ، ٢٠٠١م، **الجزء: ٣١، أول مسند الكوفيين، حديث خداش بن أبى سلمة، الصفحة: ٨٥، رقم الحديث: ١٨٧٨٩**

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"ઉસીર-રજુલા-બે-ઉમ્મેહિ ⊡ ઉસીર-રજુલા-બે-ઉમ્મેહિ ⊡ ઉસીર-રજુલા-બે-ઉમ્મેહિ ⊡ ઉસીર-રજુલા-બે-અબીયેહિ"**

⊡ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ:-

**ઇમામ અહમદ, ઇબ્ને માજા, હાકિમ અને બયહકી**





www.markazahlesunnat.net

**એ સુનન માં અબી સલામા રદીઅલ્લાહો તઆલા અન્હુમ અજમઈન થી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે કે :-**

**"હું આદમીને વસીયત કરૂં છું તેની માઁ ના હક માં, હું વસીયત કરૂં છું, તેની માઁ ના હક માં, હું વસીયત કરૂં છું, તેની માઁ ના હક માં, હું વસીયત કરૂં છું તેના બાપ ના હક માં"**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો :-

**"મુસ્નદે ઇમામ અહમદ બિન હંબલ"** (અરબી), સંપાદક:- ઇમામ અબૂ અબ્દુલ્લાહ અહમદ ઇબ્ને મુહમ્મદ ઇબ્ને હંબલ બિન હિલાલ શયબાની, ઇન્તેકાલ સ.હિ. ૨૪૧, પ્રકાશક :- મુઅસ્સતુર-રિસાલા, - બૈરૂત (લેબનાન), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૨૧, પ્રમાણે :- ઇ.સ. ૨૦૦૧, **જિલ્દ નં. ૩૧, હદીષ નં. ૧૮૭૮૯, પેઇજ નં. ૮૫**

અહીં સુધીના વર્ણન થી એ વાત પુરવાર થઈ કે બાપના હક થી માઁ નો હક વધુ છે. જેનો અર્થ એ કે માઁ ની ખિદમત ને બાપની ખિદમત કરતા અગ્રતા આપવામાં આવી છે. દા.ત. જો કોઈ શખ્સ પાસે રૂા. ૧૦૦૦/ હોય અને તે પોતાના માઁ-બાપ ને ભેટ સ્વરૂપે આપવા ઇચ્છે તો બાપને રૂા. ૨૫/- આપે અને માઁ ને રૂા. ૭૫/- આપે. તેવી જ રીતે જો માઁ-બાપ બન્ને એકી સાથે પીવા માટે પાણી માંગે, તો પહેલા માઁ ને પીવડાવે ત્યાર બાદ જ બાપ ને પાણી પીવડાવવું જોઇએં. તે પ્રમાણે જો માઁ-બાપ બન્ને જણા પ્રવાસમાંથી આવે, તો પહેલા માઁ ના પગ દબાવવા જોઇએં ત્યાર બાદ જ બાપ ના પગ દબાવવા જોઇએં.

પણ તેનો અર્થ એ નથી કે :-

બાપ ની મર્યાદા નો ભંગ કરે, જેમ કે જો માઁ-બાપ માં

આપસમાં કોઈ વાંધો અથવા ઝગડો થાય તો માઁ નો સાથ આપીને બાપને માઠું ન લગાડવું જોઇએ. બાપ ની સાથે ઉધ્ધત વર્તન કરવું, બાપની સામે થવું, તેની સાથે અસંસ્કારીપણું દાખવીને નફ્ફટાઇ થી આંખો કાઢીને વાત કરવી, એ બધું હરામ છે. કેમ કે ઔલાદ માટે માઁ અને બાપ બન્ને ની ઇતાઅત જરૂરી છે. માઁ ની ઇતાઅત કરીને બાપની નાફરમાની કરવી અથવા બાપની ઇતાઅત કરીને માઁ ને દુઃખ લગાડવું, ખુદાનો ગુનોહ છે. માટે માઁ-બાપના ઝઘડા માં કોઈનો પક્ષ ખેંચીને મર્યાદાનો ભંગ કરવો જાઇઝ નથી. કેમકે માઁ અને બાપ ઔલાદ માટે તેની જન્નત અને દોઝખ છે.

ખુદાનો ગુનોહ થાય તેવા કામ માં કોઈની ઇતાઅત ન કરવી જોઇએ. દા.ત. જો માઁ ઇચ્છે કે તેનો દિકરો બાપને કોઈ રીતે દુઃખ પહોંચાડે, તો દિકરો માઁ નું કહ્યું ન માને અને બાપને દુઃખ પહોંચે તેવું વર્તન ન કરે અને તેથી જો માઁ નારાજ થતી હોય તો થવા દે, પણ હરગિઝ બાપની બેઅદબી થાય તેવું વર્તન કરવાનું માઁ નું કહ્યું ન માને. તેવી જ રીતે જો બાપ ઇચ્છે કે તેનો દિકરો પોતાની માઁ નું અપમાન કરે, તો તેવી બાબત માઁ બાપનું કહ્યું ન માને. ઔલાદ માટે માઁ અને બાપ બન્નેની રઝામંદી મેળવવી જોઇએ. જો બન્નેમાંથી કોઈનું પણ અપમાન કરશે, તો અલ્લાહ તઆલા ની નાફરમાની થશે.

એક બાબત સમજવી છે કે માઁ અને બાપના મરતબા માં ઓલોમાએ કિરામે એવી રીતે વહેંચણી કરી છે, કે સેવા કરવામાં માઁ ને જ અગ્રતા આપવામાં આવી છે અને બાપની તા'ઝીમ વધુ કરવી જોઇએ. કેમકે તે તેની માઁ નો પણ હાકિમ અને આકા છે.

આલમગિરી માં છે કે :-

"ઔલાદ ઉપર માઁ બાપ ના જે હક્કો છે, તેમાં એક બીજા ના હક્કો ની વહેંચણી એવી રીતે કરવામાં અવી છે, કે બાપના હક માં તા'ઝીમ અને એહતરામ ને મહત્વ આપવામાં આવ્યું છે અને માઁ ના હકમાં ખિદમત અને ઇન્આમને મહત્વ આપવામાં આવ્યું







છે. મશાઇખે કિરામનું ફરમાન છે, કે બાપને માઁ ઉપર એહતરામની બાબતે અગ્રતા પ્રાપ્ત છે. માટે જો માઁ-બાપ બન્ને એકી સાથે પધારે તો બાપની તા'ઝીમ માટે ઉભો થઈ જવું જોઈએ અને જો બન્ને એકી સાથે પીવાનું પાણી માંગે, તો પહેલા માઁ ને પાણી પીવડાવવું જોઈએ."

## સવાલ નં. ૪

શું ફરમાવે છે ઓલેમાએ દીન આ મસ્અલામાં કે માઁ-બાપના ઇન્તેકાલ પછી ઔલાદ ઉપર માઁ-બાપના શું હક્કો છે ?

(સવાલ પુછનાર : મુન્શી શૌકતઅલી સાહેબ ફારૂકી. ૧૪ રબીઉલ આખર સ.હિ. ૧૩૨૦)

## અલ-જવાબ

# મૃત્યુ પછી ઔલાદ ઉપર માઁ-બાપના હક્કો

(૧) સૌથી પહેલો હક ઇન્તેકાલ પછી તેઓનો ગુસ્લ, કફન, નમાઝે જનાઝા અને દફનનો છે અને આ બધા કામોને સુન્નત અને મુસ્તહબ તરીકાને અનૂસરીને અંજામ આપવા જોઈએ કે જેથી તેઓ માટે દરેક ખૂબી, રહેમત, બરકત અને આરામની ઉમ્મીદ કરી શકાય.

(૨) તેઓના માટે હમેંશા 'દુઆએ ઇસ્તેગફાર' કરતા રહેવું જોઈએ અને માઁ-બાપ માટે બક્ષીસની દુઆ કરવામાં ક્યારેય પણ બેદરકારી ન કરવી જોઈએ.

(૩) સદકા, ખયરાત અને નેક અમલોનો સવાબ તેઓને પહોંચાડવો અને તેમાં કોઈ પણ જાતની કમી ન રાખવી જોઈએ. પોતાની નમાઝની સાથે સાથે તેઓના માટે પણ

નમાઝ પઢતા રહેવું જોઈએં અને પોતાના રોઝાની સાથે સાથે તેઓ માટે પણ રોઝા રાખવા જોઈએં, બલ્કે જે કંઈ પણ નૈક અમલ કરે, તેનો સવાબ માઁ-બાપને અને તમામ મોઅમેનીન ને બખ્શી દેવું જોઈએં કે તેઓ બધાને સવાબ પહોંચશે અને સવાબ બખ્શી દેનારના સવાબમાં કોઈ ઘટાડો નહીં થાય, બલ્કે ઘણી જ તરક્કી પામશે.

(૪) જો માઁ-બાપ ઉપર કોઈનું કરજ બાકી હોય તો તેને તાત્કાલિક ચુકવી દેવા પ્રયત્નો કરવા જોઈએં અને પોતાના માલમાંથી માઁ-બાપનું કરજ ચુકવી દેવાને બન્ને જહાંની સઆદત સમજવું જોઈએં. જો પોતાની સ્થિતી એટલી સદ્ધર ન હોય કે તે માઁ-બાપનું કરજ ચુકવી શકે તો સગા-સબંધીઓની સહાય લઈને પણ તેઓના કરજને ચુકવી આપવું જોઇએં.

(૫) જો તેઓએ હજ ન કર્યો હોય, તો તેઓ વતી ખૂદે 'હજ્જ' કરવો અથવા 'હજ્જે-બદલ' કરાવવો જોઈએં. જો માઁ-બાપ ઉપર ઝકાત આપવી બાકી હોય અથવા ઉશર (ખેતીના પાક ઉપર શરીઅત નું લેણું) બાકી હોય, તો તેને ચુકવી દેવું જોઈએં. તેઓ ઉપર નમાઝ અને રોઝા બાકી હોય તો તેનો 'કફ્ફારો' અદા કરી દેવો. ટૂંકમાં તેઓના છુટકારા માટે પ્રયત્નો કરતા રહેવા જોઈએં.

(૬) માઁ-બાપે શરીઅતના કાનૂન મુજબ જે જાઇઝ વસિય્યત કરી હોય, તેને પૂરી કરવાની કોશિશ કરવી પછી, ભલે તે વસિય્યત ઔલાદ ઉપર લાઝિમ ન હોય. દા.ત. જો માઁ-બાપે એવી વસિય્યત કરી હોય, કે મારી કુલ મિલ્કતમાંથી અર્ધી મિલ્કત ફલાણા શખ્સને આપી દેવી અને તે શખ્સ શરીઅત મુજબ વારસદાર ન હોય બલ્કે પરાયો હોય અને શરીઅતના કાનૂન મુજબ ૧/૩ માલથી વધુની વસિય્યત ઉપર અમલ કરવું વારસદારો માટે જરૂરી નથી છતાં પણ માઁ-બાપની વસિય્યતને માનવું જોઈએ અને તેઓની ખૂશીને







પોતાની ખૂશી કરતાં વધુ અગત્યતા આપીને પોતાનો આર્થિક લાભ જતો કરીને પણ માઁ-બાપની વસિય્યત પૂરી કરવી.

(૭) તેઓની 'કસમ' (સોગંદ) તેઓના ઇન્તેકાલ પછી પણ પૂરી કરવી જોઈએં. દા.ત. માઁ-બાપે કસમ ખાધી હતી કે મારો દિકરો ફલાણા ઠેકાણે નહીં જાય, અથવા ફલાણાથી નહીં મળે અથવા ફલાણું કામ નહીં કરે, તો તેઓના મૃત્યુ પછી એવું ન વિચારવું જોઈએ, કે હવે તેઓ નથી રહ્યા એટલે તેઓની કસમની કોઈ અગત્યતા નથી. બલ્કે તેઓની કસમનો પાબંદ રહેવું એવું જરૂરી છે, કે જેવું તેઓની હયાતીમાં જરૂરી હતું. જ્યાં સુધી કોઈ શરઈ વાંધો ન આવતો હોય ત્યાં સુધી તેઓની 'કસમ' પૂરી કરવી જોઈએં અને ફક્ત કસમની જ વાત નહીં, બલ્કે દરેક જાઇઝ કામોમાં મૃત્યુ પછી પણ માઁ-બાપની મરજીનો પાબંદ રહેવું જોઈએં.

(૮) દર જુમ્આના દિવસે તેઓની કબર ઉપર જવું અને ત્યાં જઈને યાસીન શરીફ એટલા અવાજથી પઢવી કે તેઓ સાંભળે અને તેનો સવાબ તેઓની રૂહને પહોંચાડી દેવો. જો માર્ગમાં તેઓની કબર આવે, તો ફાતેહા-સલામ વગર પસાર ન થવું.

(૯) માઁ-બાપના સગા-વહાલાઓની સાથે જીવન પર્યંત સદ-વર્તન કરતા રહેવું જોઈએં.

(૧૦) તેઓના મિત્રોની સાથે હમેંશા મિત્રતા નિભાવવી અને તેઓનું હમેશા આદર અને સન્માન કરવું.

(૧૧) ક્યારેય પણ કોઈના માઁ-બાપને ખરાબ કહીને પોતાના માઁ-બાપને ખરાબ ન કહેવડાવવા.

(૧૨) ઔલાદ ઉપર માઁ-બાપનો અતિ મહત્વનો અને જરૂરી હક એ છે, કે ક્યારેય પણ કોઈ ગુનાહનું કામ કરીને તેઓને કબરમાં તકલીફ ન પહોંચાડવી જોઈએં, કેમ કે ઔલાદના દરેક અમલોની ખબર માઁ-બાપને પહોંચે છે. જો ઔલાદને

નેક અમલ કરતાં જુએ છે, તો તેઓ કબરમાં પણ ખૂશ થાય છે અને તેઓના ચહેરા ખૂશીથી જગમગી ઉઠે છે અને જો ઔલાદને બુરા અમલ કરતા જુએ છે, તો દુ:ખી થાય છે અને તેઓના દિલને સદમો પહોંચે છે. માટે માઁ-બાપને કબરમાં સદમો ન પહોંચાડવું જોઈએ, બલ્કે નેક અમલ કરીને તેઓને ખૂશ કરીને તેઓનો હક અદા કરવો જોઈએ.

અલ્લાહ તઆલા પોતાના હબીબેપાક નબીએ રઊફો રહીમ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમના સદકામાં આપણે બધા મુસ્લિમોને નેકીઓની પ્રેરણા આપે અને ગુનાહોથી સુરક્ષિત રાખે અને આપણા પૂર્વજોની કબરોમાં હમેંશા ખૂશી અને નૂર પહોંચાડે (આમીન) બેશક ! ખુદા શક્તિમાન છે અને આપણે નિર્બળ છીએ.

## "માઁ-બાપના હક વિષેની હદીષો"

કુરઆને મજીદ અને હદીષો માં માઁ-બાપ ના હક્કો અને તેઓના મરતબા વિષેની એટલી કડક સુચનાઓ આપવામાં આવી છે કે જો એક મો'મિન બંદો તે અંગેની જાણકારી પ્રાપ્ત કરીલે, તો તે કદી પણ પોતાના માઁ-બાપ ની સામે એક શબ્દ પણ તોછડાઈ નો ઉચ્ચારે નહીં અને તેઓના અદબ, સન્માન, તા'ઝીમ, આદર, માન, મરતબા, ગૌરવ, સત્કાર અને રૂત્બા ને અનુલક્ષીને કરવામાં આવતા વર્તન માં કોઈપણ જાતની ઉણપ, ઓછપ, ઉલ્લંઘન, અનાદર, ઉપેક્ષા, ઉત્પાત અને અનાદર કે અપમાન ની ગંધ સુધ્ધાં નહીં આવે, બલ્કે એવું વલણ અને વર્તન હશે, કે તેના માઁ-બાપ તેને હૃદય ના ઉંડાણ થી દુઆઓ આપીને તેને નવાઝશે અને માઁ-બાપ ની દિલી દુઆઓ ના કારણે અલ્લાહ તબારક વ તઆલા તે બંદા ઉપર પોતાના રહેમો-કરમ, નેઅમતો-નવાઝિશ, રહેમતો-ઇનાયત અને ફઝલો-ઇનામ ની મૂશળધાર વર્ષા નાઝિલ ફરમાવશે.







મૈં સંકલન કરેલી માઁ-બાપ ના હક અંગેની હદીષો વાંચક મિત્રો ની જાણકારી માટે અત્રે રજૂ કરૂં છું :-

### હદીષ નં. ૧

### "માઁ-બાપ ના ઇન્તેકાલ પછી ઔલાદ ઉપર ચાર (૪) ઝરૂરી ફર્ઝો બાકી રહે છે."

مسند أبی أسید "قال: کنت رسول الله صَلَّی اللهُ عَلَیْهِ وَسَلَّمَ إِذْ جَاءَهُ رَجُلٌ مِنَ الْأَنْصَارِ، فَقَالَ: یَا رَسُولَ اللَّهِ، هَلْ بَقِیَ عَلَیَّ مِنْ بِرِّ أبویَّ شَیْءٌ أَبَرُّهُمَا بِهِ بَعْدِ مَوْتِهِمَا؟ قَالَ: نَعَمْ، أَرْبَعةٌ: الصَّلَاةُ عَلَیْهِمَا، وَالِاسْتِغْفَارُ لَهُمَا، وَإِنْقَاذُ عَهْدِهِمَا مِنْ بَعْدِهِمَا، وَإِکْرَامُ صَدِیقِهِمَا، وَصِلَةُ الرَّحِمِ الَّتِی لَا رَحِمَ لَکَ إِلَّا مِنْ قِبَلِهِمَا، فَهذا الذی بَقِیَ من برهما بعد موتهما "ابن النجار."

**حواله :**

"**کنز العمال فی سنن الأقوال والأفعال**"، المؤلف: علاء الدین علی بن حسام الدین ابن قاضی خان القادری الشاذلی الهندی البرهانفوری ثم المدنی فالمکی الشهیر بالمتقی الهندی (المتوفی: ٩٧٥ ه)، المحقق: بکری حیانی -صفوة السقا، الناشر: مؤسسة الرسالة، الطبعة: **الطبعة الخامسة**، ١٤٠١ه/١٩٨١م، **الجزء السادس عشر، باب فی بر الوالدین والأولاد والبنات، الصفحة**:٥٧٩، **رقم الحدیث**: ٤٥٩٣٤

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું ગુજરાતી લિપીયાંતર :-

**“કાલા-નઅમ-અરબઅતુન-અસ્સલાતો- અલૈહિમા-વલ-ઇસ્તિગફારો-લહુમા-વ- ઇન્કાઝો-અહદેહિમા-મિમ-બઅ્દેહિમા-વ- ઇકરામો-સિદ્દીકેહિમા-વ-સિલતો-રહમેહિલ- લતી-લા-રહેમા-લકા-ઇલ્લા-મિન-કિબલેહિમા-ફબે-હાઝલ-લઝી-બકિયા-મિન- બિર્રેહિમા-બઅ્દા-મવતેહિમા”**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**ઇબ્ને નજાર અને બૈહકીએ હઝરત અબી ઉસૈદ સાઅદી રદીઅલ્લાહો અન્હોથી રિવાયત કરી કે :-**

**“એક અન્સારી રદીઅલ્લાહો અન્હોએ બારગાહે રિસાલત હુઝૂર પુરનૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમમાં હાજિર થઈને અર્ઝ કરી, કે યા રસૂલુલ્લાહ! શું માઁ-બાપના ઇન્તેકાલ પછી પણ તેઓની સાથે નેક વર્તાવનો કોઈ તરીકો છે, જેને હૂં બજાવું. આપે ફરમાવ્યું કે :-**

**“હા, ચાર બાબતો છે. (૧) તેઓ માટે નમાઝ પઢવી અને તેઓના માટે મગ્ફેરતની દુઆ કરવી (૨) તેઓની વસિય્યત પૂરી કરવી (૩) તેઓના દોસ્તોનું સન્માન કરવું અને (૪) જે સગપણ તેઓની સાથે હોય, તે બધા સગાઓની સાથે સદવર્તન સાથે સંબંધ રાખવો.”**

**તેઓના મૃત્યું પછી પણ તેઓની સાથે આવી રીતે નેક વર્તાવ બાકી રહે છે.**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં:-

**“કન્ઝુલ-ઉમ્માલ-ફી-સુનને-અકવાલો-અફઆલ”** (અરબી), સંપાદકઃ- અલ્લામા અલાઉદ્દીન અલી બિન હિસામ બિન કાઝી ખાન કાદરી, સાઝલી, બુરહાનપુરી-ઇન્તેકાલ સ.હિ. ૯૭૫,







**પ્રકાશક :- અલ-મુઅસ્સતુર-રિસાલા, બૈરૂત (લેબનાન), આવૃતિ :- પાંચમી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૦૧, પ્રમાણે :- ઇ.સ. ૧૯૮૧, જિલ્દ નં. ૧૬, હદીષ નં. ૪૫૯૩૪, પેઇજ નં. ૫૭૯**

## હદીષ નં. ૨

## “માઁ-બાપ ના ઇન્તેકાલ પછી તેઓ માટે ઔલાદ મગફેરત ની દુઆ ઝરૂર કરે”

**اسْتِغْفارُ الوَلَدِ لأَبِيهِ مِنْ بَعْدِ مَوْتِهِ مِنَ البِرِّ - ابن النجار - عن أبی أسيد مالک بن زرارة**

**حواله :**

"**كـنز العمال فی سنن الأقوال والأفعال**" ، المؤلف: علاء الدين علی بـن حسـام الـديـن ابـن قـاضـی خـان القـادری الشـاذلی الهندی البـرهـانـفـوری ثم المدنی فالمکی الشهير بالمتقی الهندی (المتوفی :٩٧٥هـ)، المحقق: بکری حيانی - صفوة السقا، الناشر: مؤسسة الرسـالة، الطبعة: الـطبـعة الخـامسة، ١٤٠١هـ/١٩٨١م ، **الجزء السادس عشر، الباب الثامن فی بر الوالدين، الصفحة: ٤٦٣، رقم الحديث: ٤٥٤٤٩**

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**“ઇસ્તિગફારૂલ-વલદે-લે-અબીહે-બઅ્દે-મવતેહિ-મિનલ- બિર્રે”**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**ઇબ્ને નજારે અબી ઉસૈદ ઇબ્ને માલિક ઇબ્ને ઝરારહ રદીઅલ્લાહો તઆલા અન્હોથી રિવાયત કરી, કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ**

ફરમાવે છે, કે :-

**"માઁ-બાપની સાથે નેક વર્તાવની વાત એ છે, કે તેઓના ઇન્તેકાલ પછી ઔલાદ તેઓ માટે મગ્ફેરતની દુઆ કરે"**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો :-

**"કન્ઝુલ-ઉમ્માલ-ફી-સુનને-અકવાલો-અફઆલ"** (અરબી), સંપાદકઃ- અલ્લામા અલાઉદ્દીન અલી બિન હિસામ બિન કાઝી ખાન કાદરી, સાઝલી, બુરહાનપુરી-ઇન્તેકાલ સ.હિ. ૯૭૫, પ્રકાશક :- અલ-મુઅસ્સતુર-રિસાલા, બૈરૂત (લેબનાન), આવૃતિઃ- પાંચમી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૦૧, પ્રમાણે :- ઇ.સ. ૧૯૮૧, **જિલ્દ નં. ૧૬, હદીષ નં. ૪૫૪૪૯, પેઇજ નં. ૪૬૩**

## હદીષ નં. ૩

## "માઁ-બાપ માટે દુઆ કરવાનું તજી દેનાર નો રિઝ્ક તંગ થઈ જાય છે."

**إِذَا تَرَكَ الْعَبْدُ الدُّعَاءَ لِلْوَالِدَيْنِ، فَإِنَّهُ يَنْقَطِعُ عنه الرِّزْق ".ك فى التاريخ، والديلمى - عن أنس."**

**حواله :**

"**كنز العمال فى سنن الأقوال والأفعال**" ، المؤلف: علاء الدين على بن حسام الدين ابن قاضى خان القادرى الشاذلى الهندى البرهانفورى ثم المدنى فالمكى الشهير بالمتقى الهندى (المتوفى:٩٧٥هـ)، المحقق: بكرى حيانى - صفوة السقا، الناشر: مؤسسة الرسالة، الطبعة: الطبعة الخامسة، ١٤٠١هـ/١٩٨١م، **الجزء السادس عشر، الباب الثامن فى بر الوالدين، الصفحة:** ٤٨٢، **رقم الحديث:** ٤٥٥٥٦





www.markazahlesunnat.net

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"ઇઝા-તરકલ-અબ્દુદ-દુઆ-લિલ-વાલેદયને-ફઇન્નહુ-યનકતેઓ-અન્હુર-રિઝ્કો"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**લિબરાની એ તારીખમાં અને દૈલમીએ હઝરત અનસ ઇબ્ને માલિક રદીઅલ્લાહો અન્હોથી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે, કેઃ-**

**"જ્યારે કોઈ બંદો પોતાના માઁ-બાપ માટે દુઆ કરવાનું તજી દે છે, તો તેનો રિઝ્ક (રોઝી) કપાઈ જાય છે."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માંઃ-

**"કન્ઝુલ-ઉમ્માલ-ફી-સુનને-અકવાલો-અફઆલ"** (અરબી), સંપાદકઃ- અલ્લામા અલાઉદ્દીન અલી બિન હિસામ બિન કાઝી ખાન કાદરી, સાઝલી, બુરહાનપુરી-ઇન્તેકાલ સ.હિ. ૯૭૫, પ્રકાશક :- અલ-મુઅસ્સતુર-રિસાલા, બૈરૂત (લેબનાન), આવૃતિઃ- પાંચમી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૦૧, પ્રમાણે :- ઇ.સ. ૧૯૮૧, **જિલ્દ નં. ૧૬, હદીષ નં. ૪૫૫૫૬, પેઇજ નં. ૪૮૨**

## હદીષ નં. ૪ અને ૫

## "કોઈ પણ નફલ સદકો અને ખૈરાત કરો, તો તેનો સવાબ માઁ-બાપ ને બક્ષી દો"

▣ ઉપરોક્ત બન્ને હદીષો ની સંયુક્ત અરબી ઇબારત :-

**حَدَّثَنَا مُحَمَّدُ بْنُ عِيسَى بْنِ السَّكَنِ، ثَنَا مُوسَى بْنُ إِسْمَاعِيلَ الْجَبُلِّيُّ، ثَنَا الْوَلِيدُ بْنُ مُسْلِمٍ، عَنْ خَارِجَةَ بْنِ مُصْعَبٍ، عَنْ عُثْمَانَ بْنِ سَعْدٍ الْكَاتِبِ، عَنْ عَمْرِو بْنِ شُعَيْبٍ، عَنْ أَبِيهِ، عَنْ جَدِّهِ قَالَ: قَالَ رَسُولُ اللَّهِ صَلَّى اللهُ**

**عَلَيْهِ وَسَلَّمَ: مَا عَلَى أَحَدِكُمْ إِذَا تَصَدَّقَ بِصَدَقَةٍ تَطَوُّعًا أَنْ يَجْعَلَهَا عَنْ أَبَوَيْهِ، فَيَكُونَ لَهُمَا أَجْرُهَا، وَلَا يُنْقَصُ مِنْ أَجْرِهِ شَيْءٌ.**

**حواله :**

"**المعجم الأوسط**"، المؤلف : سليمان بن أحمد بن أيوب بن مطير اللخمي الشامي، أبو القاسم الطبراني (المتوفى: ٣٦٠هـ)، المحقق: طارق بن عوض الله بن محمد ,عبد المحسن بن إبراهيم الحسيني، الناشر: دارالحرمين القاهرة، **الجزء السابع، باب الميم، من اسمه محمد، الصفحة: ٣٥٧، رقم الحديث: ٧٧٢٦**

**مُعَاوِيَة بن حيدة**

**مَا علىٰ أحدكُم إِذا أَرَادَ أَن يتَصَدَّق بِصَدقَة تَطَوّعا أَن يَجْعَلهَا عَن وَالِديهِ إِذا كَانَا مُسلمين فَيكون لوَالِديهِ أجرهَا وَيكون لَهُ مثل أجرهَا من غير أَنْ يُنْقَصَ من أجرهَا شَيْئا**

**حواله :** "الفردوس بمأثور الخطاب" ، المؤلف: شيرويه بن شهردار بن شيرو يه بن فناخسرو، أبو شجاع الديلميّ الهمذاني (المتوفى: ٥٠٩ هـ)، المحقق : السعيد بن بسيوني زغلول، الناشر: دار الكتب العلمية، بيروت، الطبعة : الأولى، ١٤١٢هـ/١٩٩٢م، **الجزء الرابع، باب الميم، الصفحة: ١٠٩، رقم الحديث: ٦٣٤٢**

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"મા-અલા-અહદેકુમ-ઇઝા-અરાદા-અંય-યતસદ્દકા-બે-સદકતિન-તત-વ્વુઅન-અંય-યજઅલહા-અન-અબવયહે-ફ-યકૂના-લહુમા- અજરોહા-વલા-યુનકસો-મિન-અજરેહિ- શયઅન"**

**(૨) "મઆવિયા-બિન-હયદા......"મા-અલા-અહદેકુમ-ઇઝા-અરાદા-અંય-યતસદ્દકા-બે-સદકતિન-તતવ્વઅન-અંય-યજઅલહા-અન-વાલેદયહે-ઇઝા-કાના-મુસ્લેમયને-ફ-યકૂનો-લે-વાલેદયહે-અજરન-વલા-યુન્કસો-મિન-અજરેહિ-શયઉન"**







▣ ઉપરોક્ત બન્ને હદીષો નો સંયુક્ત ગુજરાતી અનુવાદ :-

**તિબરાની અને ઇબ્ને અસાકરે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદીઅલ્લાહો અન્હોથી**

**અને....**

**દૈલમીએ મુસ્નદલ ફિરદૌસમાં હઝરત મઆવિયા ઇબ્ને હયદતુલ કશીરી રદીઅલ્લાહો અન્હોથી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે, કે :-**

**"તમારા માઁ થી કોઈ શખ્સ નફલ ખૈરાત કરે, તો તેણે તે ખૈરાત પોતાના માઁ-બાપ તરફથી કરવી જોઈએ કે જેથી તેના માઁ-બાપને તેનો સવાબ પહોંચે અને ખૈરાત કરનાર શખ્સના સવાબમાંથી પણ કંઈ ઓછું નહીં થાય."**

▣ ઉપરોક્ત બન્ને હદીષો ના અલગ અલગ હવાલા ગુજરાતી માં :-

(૧) **"અલ-મોઅજમુલ-અવસત"**, (અરબી) સંપાદક :- સુલેમાન બિન અય્યૂબ બિન મુતીર - અલ લખ્મી,શામી તિબ્રાની, ઇન્તેકાલઃ- સ.હિ. ૩૬૦, પ્રકાશક :- દારૂલ હરમૈન-કૈરો (ઇજીપ્ત), **જિલ્દ નં. ૭, હદીષ નં. ૭૭૨૬, પેઇજ નં. ૩૫૭**

(૨) **"અલ-ફિરદૌસ-બે-મા'ષૂરિલ-ખિતાબ"** (અરબી), સંપાદકઃ- શેરવીયાહ બિન શેહદાર બિન શેરવીયાહ બિન ફના ખસેરૂ અબૂ શુજાઅ દૈલમી અલ-હમદાની, ઇન્તેકાલ સ.હિ. ૫૦૯, પ્રકાશક :- દારૂલ કિતાબિલ ઇલ્મિયા-બૈરૂત (લેબનાન), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૧૨, પ્રમાણે :- ઇ.સ. ૧૯૯૨, **જિલ્દ નં. ૪, હદીષ નં. ૬૩૪૨, પેઇજ નં. ૧૦૯**

## હદીષ નં. ૬

## "માઁ-બાપ ના ઇન્તેકાલ પછી તેઓના માટે નમાઝ પઢવી અને રોઝા રાખવા"

وَرَوَى الـدَّارَقُطْنِىّ أَنَّ رَجُلًا سَأَلَهُ - عَلَيْهِ الصَّلاةُ وَالسَّلامُ -فَقَالَ: كَانَ لِـى أَبَـوَانِ أَبَـرُّهُـمَا حَالَ حَيَاتِهِمَا فَكَيْفَ لِى بِبِرِّهِمَا بَعْدَ مَوْتِهِمَا؛ فَقَالَ - صَلَّـى الـلَّهُ عَلَيْهِ وَسَلَّمَ :- إِنَّ مِنَ الْبِرِّ بَعْـدَ الْمَوْتِ أَنْ تُصَلِّيَ لَهُمَا مَعَ صَلاتِک وَأَنْ تَصُومَ لَهُمَا مَعَ صَوْمِک

**حواله :**

"رد المحتار على الدر المختار"، المؤلف: ابن عابدين، محمد أمين بن عمر بن عبد العزيز عابدين الدمشقى الحنفى (المتوفى: ١٢٥٢هـ)، الناشر: دار الفكر - بيروت، الطبعة :الثانية، ١٤١٢هـ/١٩٩٢م، الجزء الثانى، كتاب الصلاة، الصفحة: ٥٩٢

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"ઇન્ના-મિનલ-બિર્રે-બઅ્દલ-મવતે-અન- તુસલ્લી-લહુમા-મઅ-સલાતિકા-વ-તસુમો- લહુમા-મઅ-સવમિકા"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**દારે કુતનીની રિવાયતમાં છે, કે :-**
**એક સહાબી રદીઅલ્લાહો અન્હોએ બારગાહે રિસાલતમાં અર્ઝ કરી, કે યા રસૂલુલ્લાહ ! હૂં મારા માઁ-બાપ સાથે તેઓની ઝિન્દગીમાં નૈક વર્તાવ કરતો હતો. હવે તેઓ મૃત્યુ પામ્યા છે તો હવે તેઓની સાથે નૈક વર્તાવનો કયો માર્ગ છે ? આપે ફરમાવ્યું કે :-**







**"મૃત્યુ પછી નૈક વર્તાવમાંથી છે, કે તૂં તારી નમાઝની સાથે તેઓના માટે પણ નમાઝ પઢ અને તારા રોઝાની સાથે તેઓના માટે પણ રોઝા રાખ"**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં:-

**"રદ્દુલ-મોહતાર-અલા-દુર્રે મુખ્તાર"** (અરબી), સંપાદકઃ- ઇમામ ઇબ્ને આબેદીન, મુહમ્મદ અમીન બિન ઉમર બિન અબ્દુલ અઝીઝ આબેદીન દમિશ્કી હન્ફી શામી, ઇન્તેકાલ સ.હિ. ૧૨૫૨, પ્રકાશક :- દારૂલ ફિક્ર બૈરૂત (લેબનાન), આવૃતિ :- બીજી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૧૨, પ્રમાણે :- ઇ.સ. ૧૯૯૨, **જિલ્દ નં. ૨**, કિતાબુસ્સલાત, **પેઇજ નં. ૫૯૨**

**ઉપરોક્ત હદીષનો ભાવાર્થ એ, કે જ્યારે તૂં સવાબ મેળવવા માટે નફલ નમાઝ પઢે અથવા નફલ રોઝા રાખે, તો થોડીક નફલ નમાઝ અથવા નફલ રોઝા તેઓને સવાબ પહોંચાડવાની નિય્યતથી રાખ કે તારા માઁ-બાપને પણ સવાબ મળશે અને તારા સવાબમાંથી કંઈ પણ ઓછું નહીં થાય.**

**મુહીત, તાતારખાનિયા અને રદદુલ મોહતાર જેવી આધારભૂત કિતાબોમાં સ્પષ્ટ લખ્યું છે, કે :-**

**"અલા-ફદ્લુમ-લેમંય-યતસદ્દકો-નફલન-અંય-યન્વા-લે-જમીઇલ-મોઅ્મેનીના-વલ-મોઅ્મેનાતે-લે-અન્નહા-તસેલો-ઇલયહિમ-વલા-યુન્કસો-મિન-અજરેહિ-શયઉન"**

**-: અનુવાદ :-**

**"જાણી લો કે ફાયદો છે તે શખ્સ માટે કે જે નફલ ઇબાદતને બખ્શી દે છે, એટલે કે પોતાની નફલ ઇબાદતમાં તમામ મોઅમીન મર્દ અને ઔરતને સવાબ પહોંચાડવાની નિય્યત કરે છે. બેશક ! તે બધાને સવાબ મળે છે અને તે સવાબ બખ્શનાર ના સવાબમાંથી પણ કંઈ ઓછું થતું નથી."**

## હદીષ નં. ૭

## "માઁ-બાપ વતી હજ્જ કરનારો અને તેઓનું કરજ ચુકવી દેનારો"

حَدَّثَنَا مَحْمُودُ بْنُ مُحَمَّدٍ، نا مُحَمَّدُ بْنُ حَرْبٍ النَّشَائِيُّ، ثَنَا صِلَةُ بْنُ سُلَيْمَانَ، عَنِ ابْنِ جُرَيْجٍ، عَنْ عَطَاءٍ، عَنِ ابْنِ عَبَّاسٍ قَالَ :قَالَ رَسُولُ اللَّهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ :مَنْ حَجَّ عَنْ وَالِدَيْهِ، أَوْ قَضَى عَنْهُمَا مَغْرَمًا بَعَثَهُ اللَّهُ يَوْمَ الْقِيَامَةِ مَعَ الْأَبْرَارِ

**حواله :**

"المعجم الأوسط"، المؤلف : سليمان بن أحمد بن أيوب بن مطير اللخمى الشامى، أبو القاسم الطبرانى (المتوفى: ٣٦٠هـ)، المحقق: طارق بن عوض الله بن محمد ,عبد المحسن بن إبراهيم الحسينى، الناشر:دارالحرمين القاهرة، الجزء الثامن، باب الميم، من اسمه محمود، **الصفحة**:١١، رقم **الحديث**: ٧٨٠٠

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"મન-હજ્જા-અન-વાલિદૈહે-અવ-કદા-અન્હુમા-મુગરમન-બઅષહુલ્લાહો-યવમલ-કિયામતે-મઅલ- અબરારે"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**તિબરાનીએ અવસતમાં અને દારેકુતનીએ સુનનમાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ રદીઅલ્લાહો તઆલા અન્હુમાથી રિવાયત કરી, કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે, કે :**
**"જે પોતાના માઁ-બાપ વતી હજ અદા કરે અથવા તેઓનું કરજ ચુકવી દે, તે શખ્સને કયામતના દિવસે અલ્લાહ તઆલા નૈક લોકોની સાથે ઉઠાવશે."**







▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માંઃ-

**"અલ-મોઅજમુલ-અવસત"**, (અરબી) સંપાદક :- અલ્લામા સુલેમાન બિન અય્યૂબ બિન મુતીર અલ-લખ્મી અશ્શામી - તિબ્રાની, ઇન્તેકાલ :- સ.હિ. ૩૬૦, પ્રકાશક :- દારૂલ હરમૈન-કૈરો (ઇજીપ્ત), **જિલ્દ નં. ૮, હદીષ નં. ૭૮૦૦, પેઇજ નં. ૧૧**

## હદીષ નં. ૮

## "હઝરત ફારૂકે આઝમ નો ઐંશી હઝાર નો કર્ઝ હઝરત અબ્દુલ્લાહે ચુકવી દીધો"

قَالَ: أَخْبَرَنَا مُحَمَّدُ بْنُ عُمَرَ قَالَ: أَخْبَرَنَا الضَّحَّاكُ بْنُ عُثْمَانَ عَنْ عُثْمَانَ بْنِ عُرْوَةَ قَالَ: كَانَ عُمَرُ بْنُ الْخَطَّابِ قَدِ اسْتَسْلَفَ مِنْ بَيْتِ الْمَالِ ثَمَانِينَ أَلْفًا فَدَعَا عَبْدَ اللَّهِ بْنَ عُمَرَ فَقَالَ :بِعْ فِيهَا أَمْوَالَ عُمَرَ فَإِنْ وَفَتْ وَإِلا فَسَلْ بَنِي عَدِيٍّ فَإِنْ وَفَتْ وَإِلا فَسَلْ قُرَيْشًا وَلا تَعْدُهُمْ.

**حواله :**

"**الطبقات الكبرى**"، المؤلف :أبو عبد الله محمد بن سعد بن منيع الهاشمى بالولاء، البصرى، البغدادى المعروف بابن سعد (المتوفى: ٢٣٠هـ)، تحقيق :محمد عبد القادر عطا، الناشر: دار الكتب العلمية بيروت، الطبعة :الأولى، ١٤١٠هـ - ١٩٩٠م، الجزء الثالث، ذكر استخلاف عمر رحمه الله تعالى ، الصفحة: ٢٧٣

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**ઇબ્ને સઅદે તબકાતમાં હઝરત ઉસ્માન ઇબ્ને ઉર્વા થી રિવાયત કરી કે :-**
**"અમીરુલ મોઅમેનીન હઝરત ઉમર ફારૂકે આઝમ રદીઅલ્લાહો અન્હો ઉપર ઐંશી હજાર (૮૦,૦૦૦)**

દિરહમનું કરજ હતું. આપે વફાતના સમયે પોતાના સાહબઝાદા હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદીઅલ્લાહો અન્હુમાને બોલાવીને ફરમાવ્યું કે :-

"બાએઝ-ફીહા-અમવાલો-ઉમરિન-ફ-ઇન- વક્કત-વ-ઇલ્લા-ફસ્અલ-બની-અદિયિન-ફ- ઇન-વક્કત-ફસ્અલ-કુરયશન-વલા-તઅદોહુમ"

એટલે કે મારૂં કરજ ચુકવવા માટે પહેલાં મારો માલ વેંચી નાખજો. જો મારો માલ વેંચીને જો મારૂં કરજ ભરપાઈ થઈ જાય તો ઠીક છે, નહીંતર મારી કોમ બની અદીથી માંગીને કરજ ભરપાઈ કરજો અને જો તેમ છતાં પણ ભરપાઈ ન થાય તો કુરૈશથી માંગજો અને તેઓના સિવાય અન્યથી સવાલ કરશો નહીં.

ત્યારબાદ અમીરુલ મોઅમેનીન હઝરત ઉમર ફારૂકે આઝમે પોતાના સાહબઝાદાથી ફરમાવ્યું કે "અદમમના" એટલે કે તમે મારા કરજના જામીન થઈ જાઓ. તેઓ જામીન થઇ ગયા અને અમીરૂલ મોઅમેનીનની દફન વિધી પહેલાં મુહાજેરીન અને અન્સારના સરદારોને સાક્ષી બનાવીને કહ્યું કે મારા વાલિદનો એંશી હઝાર (૮૦,૦૦૦) નો કરજો ભરપાઈ કરવાની જવાબદારી મારી છે. એક સપ્તાહમાં જ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદીઅલ્લાહો અન્હોએ તે કરજ ચુકવી આપ્યું"

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં:-

"તબકાતે-કુબ્રા-લે-ઇબ્ને-સઅદ" (અરબી), સંપાદકઃ- અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ ઇબ્ને સઅદ બિન મુનીઅ હાશમી, બસરી, બગદાદી - ઇન્તેકાલ સ.હિ. ૨૩૦, પ્રકાશક :- દારૂલ કુતુબિલ ઇલ્મિયા - બૈરૂત (લેબનાન), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૧૦, પ્રમાણે :- ઇ.સ. ૧૯૯૦, **જિલ્દ નં. 3, પેઇજ નં. ૨૭૩**





www.markazahlesunnat.net

## હદીષ નં. ૯

## "મરહુમા માઁ એ કરેલી હજ ની મન્નત તેઓ વતી અદા કરવાનું ફરમાન હુઝૂરે અકદસ દ્વારા"

حَدَّثَنَا مُوسَى بْنُ إِسْمَاعِيلَ، حَدَّثَنَا أَبُو عَوَانَةَ، عَنْ أَبِى بِشْرٍ، عَنْ سَعِيدِ بْنِ جُبَيْرٍ، عَنِ ابْنِ عَبَّاسٍ رَضِىَ اللَّهُ عَنْهُمَا، أَنَّ امْرَأَةً مِنْ جُهَيْنَةَ، جَاءَتْ إِلَى النَّبِىِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ، فَقَالَتْ :إِنَّ أُمِّى نَذَرَتْ أَنْ تَحُجَّ فَلَمْ تَحُجَّ حَتَّى مَاتَتْ، أَفَأَحُجُّ عَنْهَا؟ قَالَ :نَعَمْ حُجِّى عَنْهَا، أَرَأَيْتِ لَوْ كَانَ عَلَى أُمِّكِ دَيْنٌ أَكُنْتِ قَاضِيَةً؟ اقْضُوا اللَّهَ فَاللَّهُ أَحَقُّ بِالوَفَاءِ

**حواله :**

"الجامع المسند الصحيح المختصر من أمور رسول الله صلى الله عليه وسلم وسننه وأيامه =صحيح البخارى" ، المؤلف :محمد بن إسماعيل أبو عبدالله البخارى الجعفى، المحقق :محمد زهير بن ناصر الناصر، الناشر :دار طوق النجاة (مصورة عن السلطانية بإضافة ترقيم ترقيم محمد فؤاد عبد الباقى)، الطبعة :الأولى، ١٤٢٢ ه، الجزء الثالث، كتاب جزاء الصيد، باب بَابُ الحَجِّ وَالنُّذُورِ عَنِ المَيِّتِ، وَالرَّجُلُ يَحُجُّ عَنِ المَرْأَةِ، الصفحة :١٨، رقم الحديث : ١٨٥٢

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

"નઅમ-હજ્જી-અન્હા-અરઅતે-લવકાના-અલા-ઉમ્મેકા-દયનુન-અ-કુન્તે-કાદેયતન-ઇકદુલ્લાહા-ફલ્લાહા-અહક્કો-બિલ-વફાએ"

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

ઇમામ બુખારીએ હઝરત અબી અનસ રદીઅલ્લાહો તઆલા અન્હુમાથી રિવાયત કરી, કે :-

**'કબીલએ જહનાની એક બીબી (મહીલા) રદીઅલ્લાહો તઆલા અન્હાએ ખિદમતે અકદસ હુઝૂર સૈયદે આલમ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમમાં હાજિર થઇને અર્ઝ કરી, કે યા રસૂલલ્લાહ ! મારી માઁ એ 'હજ' કરવાની મન્નત કરી હતી, તે મન્નત તેણી પૂરી ન કરી શકી અને તેણીનો ઇન્તેકાલ થઇ ગયો. શું હૂં તેણી વતી હજ કરી લઉં ? આપે ફરમાવ્યું કે :-**

**"હા, તેણી વતી હજ અદા કર. જો તારી માઁ ઉપર કરજ હોત તો તૂં ચુકવી આપત કે નહીં ? એવી જ રીતે અલ્લાહનો કરજ અદા કરો કે અલ્લાહનો હક સૌથી વિશેષ છે, કે તેનો કરજ અદા કરવામાં આવે."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માંઃ-

**"જામેઉલ-મુસ્નદુ-સ્સહીહુલ-મુખ્તસર-મિન-ઉમૂરે-રસૂલુલ્લાહે-સલ્લલ્લાહો-અલૈહે-વસલ્લમ-વ-સુન્નતહુ-વ-અય્યામોહુ" =સહીહુલ-બુખારી=**, (અરબી) સંપાદક :- મુહમ્મદ બિન ઇસ્માઈલ અબૂ અબ્દુલ્લાહ બુખારી, પ્રકાશક :- દાર-તોકન્નજાત, કૈરો (ઇજીપ્ત) - આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૪૨૨, **જિલ્દ નં. ૫, હદીષ નં. ૧૮૫૨, પેઇજ નં. ૧૮**

## હદીષ નં. ૧૦

## "માઁ-બાપ ની રૂહો આસ્માન માં ખૂશ થાય છે"

ثـنـا الْقَاضِى الْمَحَامِلِىُّ، ثنا أَبُو أُمَيَّةَ الطَّرَسُوسِىُّ، ثنا أَبُو خَالِدٍ الْأُمَوِىُّ،نا أَبُـو سَـعْـدٍ الْبَـقَّالُ،عَنْ عَطَاءِ بْنِ أَبِى رَبَاحٍ،عَنْ زَيْدِ بْنِ أَرْقَمَ، قَالَ: قَالَ رَسُـولُ الـلَّـهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: إِذَا حَجَّ الرَّجُلُ عَنْ وَالِدَيْهِ تُقُبِّلَ مِنْهُ وَمِنْهُمَا وَاسْتَبْشَرَتْ أَرْوَاحُهُمَا فِى السَّمَاءِ وَكُتِبَ عِنْدَ اللَّهِ تَعَالَى بَرًّا







**حواله :**

"سنن الدارقطنى"، المؤلف :أبو الحسن على بن عمر بن أحمد بن مهدى بن مسعود بن النعمان بن دينار البغدادى الدارقطنى (المتوفى: ٣٨٥هـ)، حققه وضبط نصه وعلق عليه :شعيب الارنؤوط، حسن عبد المنعم شلبى، عبد اللطيف حرز الله، أحمد برهوم، الناشر :مؤسسة الرسالة، بيروت لبنان، الطبعة :الأولى، ١٤٢٤ هـ، ـ ٢٠٠٤ م، الجزء الثالث، كتاب الحج، باب الواقيت، الصفحة: ٢٩٩، رقم الحديث: ٢٦٠٧

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"ઇઝા-હજ્જલ-રજુલો-અન-વાલિદયહિ-તુકબ્બલો-મિન્હો-વ-મિન્હુમા-યતશર્રો-બો હિ-અરવાહુમા-ફીસ્સમાએ-વ-કોતેબા-ઇન્દલ્લાહે-બિર્રન"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**દારેકુતની એ હઝરત ઝૈદ ઇબ્ને અરકમ રદીઅલ્લાહો તઆલા અન્હોથી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ફરમાવે છે, કે :**

**"જ્યારે કોઈ શખ્સ પોતાના માઁ-બાપ વતી હજ કરે છે, તો તે હજ તેના તરફથી અને તેના માઁ-બાપ તરફથી કબૂલ થાય છે અને તેના માઁ-બાપની રૂહો આસમાનમાં ખૂશ થાય છે અને તે શખ્સ અલ્લાહને ત્યાં માઁ-બાપની સાથે નેક વર્તાવ કરનારા તરીકે નોંધવામાં આવે છે."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માંઃ-

**"સુનને-દારે-કુતની"** (અરબી), સંપાદકઃ- અબૂલ હસન અલી ઇબ્ને ઉમર બિન અહમદ બિન મહદી બિન મસઉદ બિન નોઅમાન બિન દીનાર દારે કુત્ની બગદાદી, ઇન્તેકાલ સ.હિ. ૩૮૫, પ્રકાશકઃ- અલ-મુઅસ્સતુર્રિસાલા, બૈરૂત (લેબનાન), આવૃતિઃ- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૨૪, પ્રમાણે :- ઇ.સ. ૨૦૦૪, **જિલ્દ નં. 3,** કિતાબુલ હજ્જ, **હદીષ નં. ૨૬૦૭, પેઇજ નં.૨૯૯**

## હદીષ નં. ૧૧

## “માઁ-બાપ વતી હજ્જ કરનાર ને દસ (૧૦) હજ્જ નો સવાબ મળશે.”

حَدَّثَنَا مُحَمَّدُ بْنُ الْقَاسِمِ بْنِ زَكَرِيَّا الْمُحَارِبِيُّ، نا أَبُو كُرَيْبٍ مُحَمَّدُ بْنُ الْعَلاءِ، نا عُثْمَانُ بْنُ عَبْدِ الرَّحْمَنِ، عَنْ مُحَمَّدِ بْنِ عَمْرٍو الْبَصْرِيِّ، عَنْ عَطَاءٍ، عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللَّهِ، قَالَ: قَالَ رَسُولُ اللَّهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: مَنْ حَجَّ عَنْ أَبِيهِ وَأُمِّهِ فَقَدْ قَضَى عَنْهُ حَجَّتَهُ وَكَانَ لَهُ فَضْلُ عَشْرِ حُجَجٍ

**حواله :**

"سنن الدارقطنى"، المؤلف :أبو الحسن على بن عمر بن أحمد بن مهدى بن مسعود بن النعمان بن دينار البغدادى الدارقطنى (المتوفى: ٣٨٥ ھ)، حققه وضبط نصه وعلق عليه : شعيب الارنؤوط، حسن عبد المنعم شلبى، عبد اللطيف حرز الله، أحمد برهوم، الناشر: مؤسسة الرسالة، بيروت لبنان، الطبعة: الأولى، ١٤٢٤ ھ، ـ ٢٠٠٤ م، الجزء الثالث، كتاب الحج، باب الواقيت، الصفحة: ٣٠٠، رقم الحديث: ٢٦١٠

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**“મન-હજ્જા-અન-અબીહે-અવ-અન-ઉમ્મેહિ-ફકદ-કુદિયા-અન્હુ-હજ્જહુ-ફ-કાના-લહુ-ફઝલો-અશરા-હિજ્જીન”**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**દારેકુતનીએ હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ રદીઅલ્લાહો અન્હોથી રિવાયત કરી, કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ફરમાવે છે, કે :-**





www.markazahlesunnat.net

**“જે શખ્સ પોતાના બાપ વતી અથવા પોતાની માઁ વતી હજ અદા કરે, તો તેઓના વતી હજ અદા થઈ જશે અને તે હજ અદા કરનારને દસ (૧૦) હજ્જોનો સવાબ મળશે.”**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**“સુનને-દારે-કુતની”** (અરબી), સંપાદક:- અબૂલ હસન અલી ઇબ્ને ઉમર બિન અહમદ બિન મહદી બિન મસઉદ બિન નોઅમાન બિન દીનાર દારે કુત્ની બગદાદી, ઇન્તેકાલ સ.હિ. ૩૮૫, પ્રકાશક:- અલ-મુઅસ્સતુર્રિસાલા, બૈરૂત (લેબનાન), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૨૪, પ્રમાણે :- ઇ.સ. ૨૦૦૪, **જિલ્દ નં. 3**, કિતાબુલ હજ્જ, **હદીષ નં. ૨૬૧૦, પેઇજ નં. ૩૦૦**

## હદીષ નં. ૧૨

## “માઁ-બાપ નો કર્ઝ ચુકવી દેનારો અને તેઓની કસમ સાચી પુરવાર કરનારો”

حَدَّثَنَا عِيسَى بْنُ مُحَمَّدٍ السِّمْسَارُ قَالَ :نَا عَلِيُّ بْنُ سَعِيدٍ الْكِنْدِيُّ قَالَ: نَا أَبُو الْمُنْذِرِ، عَنْ حَفْصِ بْنِ صَالِحٍ، عَنْ عَامِرٍ الشَّعْبِيِّ، عَنْ عَبْدِ الرَّحْمَنِ بْنِ سَمُرَةَ قَالَ :قَالَ رَسُولُ اللَّهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ :مَنْ أَبَرَّ قَسَمَهُمَا وَقَضَى دَيْنَهُمَا، وَلَمْ يَسْتَسِبَّ لَهُمَا، كُتِبَ بَارًّا، وَإِنْ كَانَ عَاقًّا فِي حَيَاتِهِ . وَمَنْ لَمْ يَبَرَّ قَسَمَهُمَا وَيَقْضِ دَيْنَهُمَا، وَاسْتَسَبَّ لَهُمَا كُتِبَ عَاقًّا، وَإِنْ كَانَ بَارًّا فِي حَيَاتِهِ

**حواله :**

"المعجم الأوسط"، المؤلف :سليمان بن أحمد بن أيوب بن مطير اللخمى الشامى، أبو القاسم الطبرانى(المتوفى: ٣٦٠ ھ)، المحقق: طارق بن عوض الله بن محمد ,عبد المحسن بن إبراهيم الحسينى، الناشر: دار الحرمين القاهرة، الجزء الخامس، باب العين، من اسمه عيسى، الصفحة: ١٣٩، رقم الحديث: ٤٨٩١

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"મન-અબ્બરા-કસમહુમા-વ-કદા-દૈનહુમા-વ-લમ-યસત-સિબ્બા-લહુમા ▣ કોતેબા-બાર્રન ▣ વ-ઇન-કાના-આક્કન-ફી-હયાતેહી ▣ વ-મન-લમ-યબર્રા-કસમહુમા-વ-યકદે-દૈનહુમા-વસ્તસબ્બા-લહુમા ▣ કોતેબા-આક્કન-વ-ઇન-કાના-બાર્રન-ફી-હયાતેહી ▣"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**તિબરાનીએ અવસતમાં હઝરત અબ્દુર્રહેમાન ઇબ્ને સમુરા રદીઅલ્લાહો તઆલા અન્હોથી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે, કે :-**

**"જે શખ્સ પોતાના માઁ-બાપની વફાત પછી તેઓની કસમ સાચી પુરવાર કરે અને તેઓનું દેવું ચુકવી આપે અને કોઈના માઁ-બાપને ખરાબ ન કહીને પોતાના માઁ-બાપને ખરાબ ન કહેવડાવે, તો તે શખ્સ માઁ-બાપની સાથે નેક વર્તાવ કરનાર તરીકે લખવામાં આવશે. પછી ભલે તે શખ્સ તેઓની હયાતીમાં તેઓનો ના-ફરમાન હતો."**

**અને જે શખ્સ પોતાના માઁ-બાપની કસમ પૂરી ન કરે, ન તેઓનો કરજ ચુકવે અને કોઈના માઁ-બાપને ગાળો કાઢીને પોતાના માઁ-બાપને ગાળો કઢાવે, તો તે**





www.markazahlesunnat.net

**શખ્સને માઁ-બાપનો 'ના-ફરમાન' તરીકે લખવામાં આવશે. પછી ભલે તે શખ્સ તેઓની હયાતીમાં તેઓની સાથે નેક વર્તાવ કરતો હતો."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"અલ-મોઅજમુલ-અવસત"**, (અરબી) સંપાદક :- અલ્લામા સુલેમાન બિન અય્યૂબ બિન મુતીર લખ્મી, શામી, અબૂલ કાસિમ તિબ્રાની, ઇન્તેકાલ :- સ.હિ. ૩૬૦, પ્રકાશક :- દારૂલ હરમૈન-કૈરો (ઇજીપ્ત), **જિલ્દ નં. ૫, હદીષ નં. ૪૮૯૧, પેઇજ નં. ૧૩૯**

## હદીષ નં. ૧૩

## "જુમ્આ ના દિવસે માઁ-બાપ ની કબ્રે હાઝરી દેનાર ના ગુનાહ માફ થઈ જશે."

**عَن أبی هُرَیْرَة رَضِی الله عَنهُ قَالَ قَالَ رَسُول الله صلى الله عَلَیْهِ وَسلم من زار قبر أَبَوَیْهِ أَو أَحدهمَا فِی كل جُمُعَة مرّة غُفِرَ لَهُ وَكُتِبَ بِرًّا.**

**حواله :**

"نوادر الأصول فى أحاديث الرسول صلى الله عليه وسلم"، المؤلف: محمد بن على بن الحسن بن بشر، أبو عبد الله، الحكيم الترمذى (المتوفى: ٣٢٠ ھ)، المحقق : عبد الرحمن عميرة، الناشر: دار الجيل بيروت، الجزء الأول، الأصل الخامس عشر، الصفحة: ٢٦

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"મન-ઝારા-કબરા-અબવયહે-અવ-અહદેહિમા-ફી-કુલ્લે-યવમિલ-જુમ્અતે-મર્રતન-ગોફેરા-લહૂ-વ-કોતેબા- બિર્રન"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**ઇમામ તિરમિઝીએ "નવાદેરૂલ-ઉસૂલ" માં હઝરત અબૂ હુરૈરા રદીઅલ્લાહો તઆલા અન્હોથી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે, કે :-**

**"જે શખ્સ પોતાના માઁ-બાપની કબર ઉપર અથવા બન્નેમાંથી એકની કબર ઉપર દર જુમ્આના દિવસે હાઝિર થાય, તેના ગુનાહ અલ્લાહ તઆલા માફ કરી દેશે અને તે શખ્સ માઁ-બાપની સાથે નેક વર્તાવ કરનારો લખવામાં આવશે."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"નવાદેરૂલ-ઉસૂલ-ફી-અહાદિષિર-રસૂલ"** (અરબી), સંપાદક:- મુહમ્મદ ઇબ્ને અલી બિન હસન બિન બશર, અબૂ અબ્દુલ્લાહ હકીમ તિર્મિઝી, ઇન્તેકાલ સ.હિ. ૩૨૦, પ્રકાશક :- દારૂલ જબલ-બૈરૂત (લેબનાન) **જિલ્દ નં. ૧, અસ્લ :- ૧૫, પેઇજ નં. ૨૬**

## હદીષ નં. ૧૪

## "માઁ-બાપ ની કબ્ર પાસે સૂર-એ-યાસીન પઢનારો બક્ષી દેવા માં આવશે."

**حَـدَّثَنَا مُحَمد بْنُ الضَّحَّاکِ بْنُ عَمْرو بْنِ أَبِى عَاصِمٍ النبيل، حَدَّثَنا يزيد بـن خـالـد الأصبهـانـى، حَـدَّثَـنـا عَـمْرو بن زياد، حَدَّثَنا يَحْيى بْنُ سُلَيْمٍ الطَّائِفِيُّ عَنْ هِشَامِ بْنِ عُرْوَةَ، عَنْ أَبِيهِ عَنْ عَائِشَةَ رَضِىَ اللَّهُ عَنْهَا، عَن أَبِى بَـكْـرٍ الـصِّـدِّيقِ رَضِىَ اللَّهُ عَنْهُ سَمِعْتُ رَسُولَ اللَّهِ صَلَّى اللَّهُ عَلَيْهِ وَسَلَّمَ يقُول: مَن زَارَ قَبْرَ وَالِدَيْهِ أَوْ أَحَدِهِمَا يَوْمَ الْجُمُعَةِ فَقَرَأَ يٰس غُفِرَ لَهُ.**







**حواله :**

**"الكامل فى ضعفاء الرجال"**، المؤلف: أبو أحمد بن عدى الجرجانى (المتوفى: ٣٦٥ ھ)، تحقيق :عادل أحمد عبد الموجود-على محمد معوض، شارك فى تحقيقه :عبد الفتاح أبو سنة، الناشر: الكتب العلمية، بيروت، لبنان، الطبعة :الأولى، ١٤١٨ھ-١٩٩٧م، **الجزء السادس**، ترجمة :عَمْرو بْن زياد بْن عَبد الرَّحْمَنِ بْن ثوبان، الصفحة: ٢٦٠

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"મન-ઝારા-કબરા-વાલેદયહે-અવ-અહદેહિમા-યવમલ-જુમ્અતે-ફકરઆ-ઇન્દહુ-યાસીના-ગુફેરાલહૂ"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**ઇબ્ને અદીએ હઝરત સિદ્દીકે અકબર રદીઅલ્લાહો તઆલા અન્હોથી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલલ્લાહો અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે, કે :-**

**"જે શખ્સ પોતાના માઁ-બાપ બન્ને અથવા બન્નેમાંથી એકની કબરની દર જુમ્આના દિવસે ઝિયારત કરે અને કબરની પાસે 'સૂરએ યાસીન' પઢે, તે શખ્સને બખ્શી દેવામાં આવશે."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"અલ-કામિલ-ફી-દોઅફાઇર-રિજાલ"** (અરબી), સંપાદક:- અબૂ અહમદ બિન અદી જરજાની, ઇન્તેકાલ સ.હિ. ૩૬૫, પ્રકાશક :- અલ કુતુબુલ અરબિયા - બૈરૂત (લેબનાન), આવૃતિ:- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૧૮, પ્રમાણે :- ઇ.સ. ૧૯૯૭, **જિલ્દ નં. ૬, પેઇજ નં. ૨૬૦**

## હદીષ નં. ૧૫

## “માઁ-બાપ ની કબ્ર પાસે સૂર-એ-યાસીન શરીફ પઢનારો અઠળક સવાબ નો હકદાર”

”مـن زار قبر والديه أو أحدهما فى كل يومَ جُمعةٍ فَقَراً عِنْدَهُ يٰسِيْنَ غُفِرَ اللّٰهُ لَهُ بِعَدَدِ كُلِّ حَرْفٍ مِنْهَا " .عَـدِىُ، وَالْـخَـلِيْلُ، وَأَبُو الْفُتُوحُ عَبْدِ الْوَهَّـابِ بُـنِ إِسْـمَـاعِيْلَ الْصَيْرَفِىُ فِى الْأَرْبَعِيْنَ، وَأَبُو الْشَّيْخُ والدَيْلَمِى وَابْنِ النَّجَارُ وَالرَافِعِىُ -عَنْ عَائِشَةَ عَنْ أَبِىْ بَكْرٍ“

**حواله :**

”كـنز العمال فى سنن الأقوال والأفعال“ ، المؤلف: علاء الدين على بـن حسـام الـديـن ابـن قـاضـى خـان القـادرى الشـاذلى الهندى البـرهـانـفورى ثم المدنى فالمكى الشهير بالمتقى الهندى (المتوفى: ٩٧٥ ه)، الـمـحقق: بكرى حيانى ـ صفوة السقا، الناشر: مؤسسة الـرسـالة، الطبعة : الـطـبـعة الـخامسة، ١٤٠١هـ ـ١٩٨١م ، الـجزء السـادس عشـر، الباب الثامن فى بر الوالدين ، الصفحة: ٤٧٩، رقم الحديث: ٤٥٥٤٣

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**“મન-ઝારા-કબરા-વાલેદયહિ-અવ-અહદેહિમા-ફી-કુલ્લે-જુમ્અતિન- ફ-કરઆ-ઇન્દહુ-યાસીના-ગફરલ્લાહો-લહૂ-બે-અદદે-કુલ્લા-હર્ફિમ-મિન્હા”**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**ઇબ્ને અદી, ખલીલી, અબૂ શયખ દયલમી, ઇબ્ને નજાર, રાફી વિગેરે હઝરત ઉમ્મુલ મોઅમેનીન આએશા સિદ્દીકાથી અને તેઓ પોતાના વાલિદ હઝરત સિદ્દીકે અકબર રદીઅલ્લાહો તઆલા અન્હુમાથી રિવાયત કરે**





www.markazahlesunnat.net

**છે, કે હુઝૂરે અકદસ, શહેનશાહે મદીના સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે, કે :-**

**“જે શખ્સ દર જુમ્આના દિવસે પોતાના માઁ બાપ અથવા બન્નેમાંથી એકની કબરની ઝિયારત કરે અને ત્યાં યાસીન પઢે, તો યાસીન શરીફમાં જેટલા હર્ફ (અક્ષર) છે, તેની સંખ્યાના બરાબર અલ્લાહ તઆલા તેની મગફેરત ફરમાવશે.”**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**“કન્ઝુલ-ઉમ્માલ-ફી-સુનને-અકવાલો-અફઆલ”** (અરબી), સંપાદકઃ- અલ્લામા અલાઉદ્દીન અલી બિન હિસામ બિન કાઝી ખાન કાદરી, સાઝલી હિન્દી બુરહાનપુરી, ઇન્તેકાલ સ.હિ. ૯૭૫, પ્રકાશક :- અલ-મુઅસ્સતુર્રિસાલા, બૈરૂત (લેબનાન), આવૃતિ :- પાંચમી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૦૧, પ્રમાણે :- ઇ.સ. ૧૯૮૧, જિલ્દ નં. ૧૬, હદીષ નં. ૪૫૫૪૩, પેઇજ નં. ૪૭૯

## હદીષ નં. ૧૬

## “માઁ-બાપ ની કબ્રોં ની નિયમિત ઝિયારત કરનાર શખ્સ ની કબ્ર ની ઝિયારત ફરિશ્તાઓ કરશે.”

عَـن ابُـنِ عُـمَـرَ رَضِى الله عَنهُ قَالَ مَنْ زَارَ قَبْرَ أَبَوَيْهِ أَو أَحُدَهُمَا اِحُتَسَابًا كَانَ كَعَدُلِ حَجَّةٌ مَبْرُوْرَةٌ وَمَنْ كَانَ زَوَارًا لَهما زَارَتِ الْمَلَائِكَةُ قَبْرَهُ

**حواله :**

”نوادر الأصول فى أحاديث الرسول صلى الله عليه وسلم“، المؤلف: مـحـمـد بـن على بن الحسن بن بشر، أبو عبد الله، الحكيم الترمذى (الـمتـوفى: ٣٢٠ ه)، المحقق: عبـد الـرحـمـن عميرة، الناشر: دار الجيل بيروت، الجزء الأول، الأصل الخامس عشر، الصفحة: ١٢٦

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"મન-ઝારા-કબારા-અબાવયહે-અવ-અહદહુમા-એહતેસાબન-કાના-કલ-અદલે-હજ્જતિન-મબરૂરતિન-વ-મન-કાના-ઝવારન-લહુમા-ઝારતિલ-મલાએકતો-કબરહુ"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**ઇમામ તિર્મિઝી અને ઇબ્ને અદીએ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદીઅલ્લાહો અન્હુમા થી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલયહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે, કે :-**

**"જે શખ્સ સવાબની નિય્યતથી પોતાના માઁ-બાપ અથવા બન્નેમાંથી એકની કબરની ઝિયારત કરે છે, તેને 'હજ્જે-મકબૂલ' જેટલો સવાબ મળે છે અને જે શખ્સ પોતાના માઁ-બાપની કબરની ઝિયારત વધુને વધુ કરતો હોય, તો તે શખ્સની કબરની ઝિયારતે ફરિશ્તાઓ આવશે."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"નવાદેરૂલ-ઉસૂલ-ફી-અહાદિષિર-રસૂલ"** (અરબી), સંપાદકઃ- મુહમ્મદ બિન અલી બિન હસન બિન બશર, અબૂ અબ્દુલ્લાહ હકીમ તિર્મિઝી, ઇન્તેકાલ સ.હિ. ૩૨૦, પ્રકાશક :- દારૂલ જીલ-બૈરૂત (લેબનાન) **જિલ્દ નં. ૧, પેઇજ નં. ૧૨૬**









## હદીષ નં. ૧૭

# બાપ ની કબ્ર ની નઝદીક થી પસાર થનાર અને કબ્ર ની ઝિયારત ન કરનાર શખ્સ ની પ્રેરણા દાયક ઘટના

મોહદ્દિષ ઇમામ ઇબ્ને જોઝીએ પોતાની મશહૂર કિતાબ **"ઉયૂનિલ-હિકાયત"** માં મુહમ્મદ ઇબ્ને અબ્બાસ વરાકથી રિવાયત કરે છે કે :-

**"એક શખ્સ પોતાના દિકરાની સાથે પ્રવાસમાં ગયો. માર્ગમાં બાપનું અવસાન થઈ ગયું. તે સ્થળ 'દરખતાને-મુકલ' એટલે કે ગોગૂલના વૃક્ષોનું જંગલ હતું. એક વૃક્ષ નીચે બાપને દફન કરીને દિકરો આગળ ચાલી નિકળ્યો. પ્રવાસમાંથી પાછા ફરતી વખતે દિકરો પોતાના બાપની કબરવાળા સ્થળે રાતના સમયે પહોંચ્યો. તે પોતાના બાપની કબર ઉપર ન ગયો અને ત્યાંથી પસાર થઈ ગયો. અચાનક તેના કાને અમૂક શબ્દો અથડાયા કે જાણે કોઈ કહી રહ્યું છે, કે :-**

**"રઅયતોકા-તતવ્વદ-દૂમે-લયલન-વલા-તરા-અલયકા-લે-અહલિલ-દૂમે-અન-તતકલ્લમા-વ-મર્રા-બે-અહદિલ-દૂમે-હાઇદેન-ફસલ્લમા"**

**એટલે કે એ શખ્સ મૈં તને જોયો કે રાત્રે આ જંગલમાંથી પસાર થાય છે, પણ જે વૃક્ષોમાં છે, એટલે કે તારો બાપ કે જે વૃક્ષની નીચે દફન છે, તેની સાથે કલામ કરવાને જરૂરી નથી સમજતો. જો તેની જગ્યાએ તૂં દફન હોય અને જો તે અહીંથી પસાર થાય, તો માર્ગમાંથી પાછો ફરીને પણ તારી કબર ઉપર આવીને સલામ કરે.**

## હદીષ નં. ૧૮

## “બાપ ની સાથે કબ્ર માં નેક વર્તાવ”

حَـدَّثَنَا هُدْبَةُ بْنُ خَالِدٍ، حَدَّثَنَا حَزْمٌ، عَنْ ثَابِتٍ، عَنْ أَبِى بُرْدَةَ، قَالَ :أَتَيْتُ الْـمَـدِيـنَةَ فَـأَتَـانِى عَبْدُ اللَّهِ بْنُ عُمَرَ فَقَالَ :هَـلْ تَدْرِى لِمَ أَتَيْتُكَ؟ قَالَ: قُـلْتُ: لَا، قَالَ :سَـمِـعْـتُ رَسُـولَ الـلَّـهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُولُ: مَنْ أَحَبَّ أَنْ يَصِلَ أَبَاهُ فِى قَبْرِهِ، فَلْيَصِلْ إِخْوَانَ أَبِيهِ بَعْدَهُ

**حواله :**

"**مسند أبى يعلى**" ، المؤلف :أبـو يعلى أحمد بن على بن المُثنى بن يـحيى بـن عيسى بن هلال التميمى، الموصلى (المتوفى: ٣٠٧هـ)، الـمـحـقـق: حسين سليم أسد، الناشر: دار المأمون للتراث دمشق، الطبعة :الأولى، ١٤٠٤هـ ـ ١٩٨٤م، **الـجزء العاشر، مسند عبد الله بن عمر، الصفحة**:٣٧، رقم الحديث: ٥٦٦٩

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**“મન-અહબ્બા-અંય-યસિલા-અબાહુ-ફી-કબરેહિલ-ફલ-યસિલા-ઇખ્વાના-અબીહે-મિમ્મ-બઅ્દેહી”**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**અબૂ યઅલા અને ઇબ્ને હબ્બા હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદીઅલ્લાહો તઆલા અન્હુમાથી રિવાયત કરે છે, કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ફરમાવે છે, કે :-**

**“જે ચાહે કે બાપની સાથે કબરમાં નેક વર્તાવ કરે, તો તેણે બાપના સ્નેહીઓ અને મિત્રો સાથે નેક વર્તાવ કરવો જોઈએ.”**







▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**“મુસ્નદ-અબી-યઅલા”** (અરબી), સંપાદકઃ- અબૂ યઅલા અહમદ બિન અલી બિન મષન્ના બિન યાહ્યા બિન ઈસા બિન હિલાલ તમીમી મૌસેલી, ઇન્તેકાલ સ.હિ. ૩૦૭, પ્રકાશક :- દાર મા’મૂન-લે-તુરાષ - દમિશ્ક (સિરિયા), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૦૪, પ્રમાણે :- ઇ.સ. ૧૯૮૪, **જિલ્દ નં. ૧૦**, (મુસ્નદ અબ્દુલ્લાહ બિન ઉમર) **હદીષ નં. ૫૬૬૯, પેઇજ નં. ૩૭**

## હદીષ નં. ૧૯

## “બાપ ના દોસ્તો ની સાથે નેક વર્તન”

حَدَّثَنَا مُحَمَّدُ بْنُ الْعَبَّاسِ، ثَنَا الْحَسَنُ بْنُ مُحَمَّدٍ الزَّعْفَرَانِىُّ، ثَنا سَعِيدُ بْنُ زَكَـرِيَّـا الْـمَـدَائِـنِـىُّ، عَنْ عَنْبَسَةَ بْنِ عَبْدِ الرَّحْمَنِ، عَنْ عَبْدِ الرَّحْمَنِ بْنِ سَابِطٍ، عَنْ أَنَسِ بْنِ مَالِكٍ قَالَ: قَالَ رَسُولُ اللَّهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ : مِنَ الْبِرِّ أَنْ تَصِلَ صِدِّيقَ أَبِيكَ

**حواله :**

"**الـمعجم الأوسط**"، المؤلف :سـليـمان بن أحمد بن أيوب بن مطير الـلـخمى الشامى، أبو القاسم الطبرانى (المتوفى: ٣٦٠ هـ، المحقق: طـارق بـن عـوض الـلـه بـن مـحـمـد، عبـد الـمحسن بن إبـراهيم الحسينى، الناشر :دار الحرمين القاهرة، **الجزء السابع، باب الميم، من اسمه محمد، الصفحة**: ٢١٣ ، رقم الحديث: ٧٣٠٣

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**“મિનલ-બિર્રે-અન-તસિલા-સિદ્દીકા-અબીકા”**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**તિબરાનીએ અવસતમાં હઝરત અનસ રદીઅલ્લાહો તઆલા અન્હુમા થી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે, કે :-**

**"બાપની સાથે નેક સુલૂક (વર્તાવ)ની બાબત એ છે, કે તેના દોસ્તોની સાથે સારો વર્તાવ કરવો."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"અલ-મોઅજમુલ-અવસત"**, (અરબી) સંપાદક :- અલ્લામા સુલેમાન બિન અય્યૂબ બિન મુતીર લખ્મી, શામી, અબૂલ કાસિમ તિબ્રાની, ઇન્તેકાલ :- સ.હિ. ૩૬૦, પ્રકાશક :- દારૂલ હરમૈન- કૈરો (ઇજીપ્ત), **જિલ્દ નં. ૭, હદીષ નં. ૭૩૦૩, પેઇજ નં. ૨૧૩**

## હદીષ નં. ૨૦

## "બાપ ના ઇન્તેકાલ પછી તેની સાથે નો સૌથી નેક વર્તાવ"

**حَـدَّثَنَا هَاشِمُ بْنُ الْقَاسِمِ، حَدَّثَنَا اللَّيْثُ، عَنْ يَزِيدَ بْنِ عَبْدِ اللهِ بْنِ أُسَامَةَ بْنِ الْهَادِ اللَّيْثِيِّ، عَنْ عَبْدِ اللهِ بْنِ دِينَارٍ، عَنِ ابْنِ عُمَرَ أَنَّهُ قَالَ: قَالَ رَسُولُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ " إِنَّ أَبَرَّ الْبِرِّ صِلَةُ الْمَرْءِ أَهْلَ وُدِّ أَبِيهِ بَعْدَ أَنْ يُوَلِّيَ"**

**حواله :**

"مسند الإمام أحمد بن حنبل"، المؤلف:أبو عبد الله أحمد بن محمد بن حنبل بن هلال بن أسد الشيبانی (المتوفی: ٢٤١هـ)، المحقق: شعيب الأرنؤوط ـ عادل مرشد، وآخرون، إشراف :د عبد الله بن عبد المحسن الترکی، الناشر : مؤسسة الرسالة، الطبعة :الأولی، ١٤٢١هـ-٢٠٠١ م، الجزء التاسع، مسند عبد الله بن عمر رضی الله تعالی عنهما، الصفحة: ٤٣٥، رقم الحديث: ٥٦١٢







▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"ઇન્ના-અબર્રલ-બિર્રે-સિલતુલ-મરએ-અહલા-વુદ્દે-અબીહે-બઅદા-અંય-યુવલ્લીયા"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**ઇમામ અહમદ બુખારી, મુસ્લિમ, અબૂ દાઊદ અને તિરમિઝી હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદીઅલ્લાહો તઆલા અન્હુમા થી રિવાયત કરી, કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે, કે :-**

**"બાપની સાથેના નેક વર્તાવોમાં સૌથી વધુ નેક વર્તાવ એ છે કે બાપના અવસાન પછી ઔલાદ બાપના દોસ્તોની સાથે સદ-વર્તન રાખે."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"મુસ્નદે ઇમામ અહમદ બિન હંબલ"** (અરબી), સંપાદક:- અબૂ અબ્દુલ્લાહ અહમદ બિન હંબલ શયબાની, ઇન્તેકાલ સ.હિ. ૨૪૧, પ્રકાશક :- અલ-મુઅસસતુર્ર-રિસાલા, - બૈરૂત (લેબનાન), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૨૧, પ્રમાણે :- ઇ.સ. ૨૦૦૧, **જિલ્દ નં. ૬, હદીષ નં. ૫૬૧૨, પેઇજ નં. ૪૩૫**

## હદીષ નં. ૨૧

### “બાપ ના દોસ્તો થી સબંધ તોડનાર નું નૂર બુઝાઇ જશે.”

حَدَّثَنَا عَبْدُ اللَّهِ بْنُ صَالِحٍ قَالَ: حَدَّثَنِی اللَّیْثُ، عَنْ خَالِدِ بْنِ یَزِیدَ، عَنْ عَبْدِ اللَّهِ بْنِ دِینَارٍ، عَنِ ابْنِ عُمَرَ: مَرَّ أَعْرَابِیٌّ فِی سَفَرٍ، فَکَانَ أَبُو الْأَعْرَابِیِّ صَدِیقًا لِعُمَرَ رَضِیَ اللَّهُ عَنْهُ، فَقَالَ لِلْأَعْرَابِیِّ: أَلَسْتَ ابْنَ فُلَانٍ؟ قَالَ: بَلَی، فَأَمَرَ لَهُ ابْنُ عُمَرَ بِحِمَارٍ کَانَ یَسْتَعْقِبُ، وَنَزَعَ عِمَامَتَهُ عَنْ رَأْسِهِ فَأَعْطَاهُ. فَقَالَ بَعْضُ مَنْ مَعَهُ : أَمَا یَکْفِیهِ دِرْهَمَانِ؟ فَقَالَ: قَالَ النَّبِیُّ صَلَّی اللهُ عَلَیْهِ وَسَلَّمَ: احْفَظْ وُدَّ أَبِیکَ، لَا تَقْطَعْهُ فَیُطْفِءَ اللَّهُ نُورَکَ.

**حواله :**

"الأدب المفرد"، المؤلف: محمد بن إسماعيل بن إبراهيم بن المغيرة البخارى، أبو عبد الله (المتوفى: ٢٥٦ ھ)، المحقق: محمد فؤاد عبد الباقى، الناشر: دار البشائر الإسلامية بيروت، الطبعة : الثالثة، ١٤٠٩ھ۔١٩٨٩م، باب بر من كان يصله أبوه، الصفحة: ٢٩، رقم الحديث: ٤٠

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**“એહફઝ-વુદ્દા-અબીકા-લા-તકતાઅહુ-ફ-યુતફિયલ્લાહો-નૂરકા”**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**ઇમામ બુખારી, તિબરાની અને બૈહકી હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદીઅલ્લાહો તઆલા અન્હુમા થી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે, કે :-**







**“તારા બાપે જેની સાથે દોસ્તી રાખેલી, તેને તૂં જાળવી રાખ અને સબંધ તોડ નહીં. જો તૂં બાપના દોસ્તો થી સબંધ તોડી નાખીશ, તો અલ્લાહ તઆલા તારૂં નૂર બુઝાવી નાખશે.”**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**“અલ-અદબુલ-મુફરદ”** (અરબી), સંપાદકઃ- ઇમામ મુહમ્મદ બિન ઇસ્માઈલ બિન ઇબ્રાહીમ બિન મુગીરા અલ-બુખારી, ઇન્તેકાલ સ.હિ. ૨૫૬, પ્રકાશક :- દારૂલ બશાઇરુલ ઇસ્લામિયા-બૈરૂત (લેબનાન), આવૃતિઃ- ત્રીજી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૦૯, પ્રમાણે :- ઇ.સ. ૧૯૮૯, **જિલ્દ નં. ૪૦, પેઇજ નં. ૨૯**

## હદીષ નં. ૨૨

### “પોતાના મરહૂમો ને પોતાના ગુનાહો ના કારણે દુઃખ આપવા થી બચો.”

وَقَالَ صلى الله عَلَيْهِ وَسلم تعرض الْأَعْمَال يَوْم الِاثْنَيْنِ وَيَوْم الْخَمِيس على الله تَعَالَى وَتعرض على الْأَنْبِيَاء وعَلى الآبَاء والأمهات يَوْم الْجُمُعَة فيفرحون بحسناتهم ويزدادون وُجُوههم بيضًا ونزهة فَاتَّقُوا الله وَلَا تُؤْذُوا مَوْتَاكُم

**حواله :**

"نوادر الأصول فى أحاديث الرسول صلى الله عليه وسلم"، المؤلف: محمد بن على بن الحسن بن بشر، أبو عبد الله، الحكيم الترمذى (المتوفى: ٣٢٠ھ)، المحقق: عبد الرحمن عميرة، الناشر: دار الجيل بيروت، الجزء الثانى، الأصل السابع والستون والمائة، الصفحة: ٢٦٠

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"તોઅરદુલ-આ'માલો-યવમલ-ઇષનયને-વલ-ખમીસે-અલલ્લાહે-તઆલા-વ-તોઅરદો-અલલ-અમ્બિયાએ-વ-અલલ-આબાએ-વલ-ઉમ્મહાતે-યવમલ-જુમઅતે-ફ- યફરહુના-બે-હસનાતેહિમ-વ-યઝદાદૂના-વુજૂહોહુમ- બયદન-વ-નુઝહતુન-ફત્તકુલ્લાહા-વલા-તૂઝૂ-મવતાકુમ"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**ઇમામ હકીમે પોતાના વાલિદ હઝરત અબ્દુલ અઝીઝ રદીઅલ્લાહો તઆલા અન્હોથી રિવાયત કરી, કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ફરમાવે છે, કે :-**

**"દર સોમવાર અને ગુરૂવારના અલ્લાહની હુઝૂર (જનાબ) માં અમલો રજૂ કરવામાં આવે છે અને દર જુમ્આના દિવસે અમ્બિયાએ કિરામ અલૈહિમુસ્સલાતો-વસ્સલામ અને માઁ-બાપની સમક્ષ અમલો રજૂ કરવામાં આવે છે. તેઓ એટલે કે માઁ-બાપ પોતાની ઔલાદના નેક અમલો જોઈને ખૂશ થાય છે અને તેઓના ચહેરા આનંદથી ઝગમગી ઉઠે છે. માટે અલ્લાહથી ડરો અને પોતાના મુરદાઓને પોતાના ગુનાહોના કારણે દુઃખ આપવાથી બચો."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"નવાદેરૂલ-ઉસૂલ-ફી-અહાદિષિર-રસૂલ"** (અરબી), સંપાદકઃ- મુહમ્મદ ઇબ્ને અલી બિન હસન બિન બશર, અબૂ અબ્દુલ્લાહ હકીમ તિર્મિઝી, ઇન્તેકાલ સ.હિ. ૩૨૦, પ્રકાશક :- દારૂલ જીલ-બૈરૂત (લેબનાન) **જિલ્દ નં. ૨, પેઇજ નં. ૨૬૦**







અહીં સુધીના વર્ણન થી એ વાત પુરવાર થઈ કે માઁ-બાપના હક્કો સામાન્ય હક્કો નથી, બલ્કે માઁ-બાપના હક્કો મહાન છે. ઔલાદના અસ્તિત્વ અને જીવન માટે તેઓ જ કારણભૂત છે. દીન અને દુનિયાની જે નેઅમતો મળે છે, તે માઁ-બાપના તુફૈલ માં જ મળે છે. એક સરળ દલીલ એ છે, કે ઇન્સાન નેઅમતો ક્યારે ભોગવે છે? જ્યારે તેનું અસ્તિત્વ હોય છે, ત્યારે જ તે નેઅમતોને ભોગવી શકે છે અને તેના અસ્તિત્વનું સબબ (કારણ) તેના માઁ-બાપ જ છે. તો ફક્ત આ એકજ કારણ પુરતું છે, કે ઇન્સાન માઁ-બાપના હક્કોથી ક્યારેય પણ છુટી શકતો નથી.

ઉપરાંત.... માઁ-બાપ તેના અસ્તિત્વ માટે નિમિત્ત બન્યા, તેની સાથે સાથે માઁ-બાપે ઔલાદના ઉછેર અને તેના ભરણ-પોષણ માટે જે તકલીફો ભોગવી છે અને પોતાના આરામને ઔલાદ માટે ન્યોછાવર કરેલ છે, તેનો બદલો પૂર્ણ-સ્વરૂપે ઔલાદ ક્યારેય પણ નહીં આપી શકે. તેમાં ખાસ કરીને તેની માઁએ તેનો ભાર નવ મહીના સુધી પોતાના પેટમાં ઉંચક્યો, પ્રસુતિની વેદનાઓ ભોગવી, સ્તનપાન કરાવ્યું, તે બધા ઉપકારનો ઔલાદ ક્યારેય પણ બદલો નહીં વાળી શકે. ટૂંકમાં ઔલાદ માટે તેના માઁ-બાપ અલ્લાહ અને તેના રસૂલની રહેમતના પડછાયા છે. જેથી જ કુરઆને શરીફ માં અલ્લાહ તબારક વ તઆલાએ પોતાના ઝિક્રની સાથે સાથે તેઓનો પણ ઝિક્ર કર્યો છે.

અલ્લાહ તબારક વ તઆલા ઇરશાદ ફરમાવે છે, કે :-

**"અનિશ્કુર-લી-વલિ-વાલિદયકા"**

-: અર્થાત :-

**"હક માન મારો અને પોતાના માઁ-બાપનો"**

# માઁ ના હક્ક અંગેની એક હદીષ

## માઁ એ પ્રસુતિ ની પીડા ના ભોગવેલ એક ઝટકા નો પણ બદલો ઔલાદ ચુકવી શકતી નથી.

તિબરાનીએ અવસતમાં હઝરત બરીદા રદીઅલ્લાહો તઆલા અન્હોથી રિવાયત કરી, કે :-

**"એક સહાબી રદીઅલ્લાહો તઆલા અન્હોએ બારગાહે રિસાલતમાં હાઝિર થઈને અર્ઝ કરી કે યા રસૂલુલ્લાહ ! એક પ્રવાસ માં અસહ્ય તડકાના કારણે પત્થરોવાળો માર્ગ એટલો ગરમ થઈ ગએલો કે જો તે ગરમ થઈ ગએલા પત્થર ઉપર ગોશ્તનો ટુકડો રાખવામાં આવે, તો તે ગોશ્ત સેકાઇને કબાબ બની જાય. તેવા માર્ગમાં હૂં મારી વાલેદા (માઁ)ને મારા ખંભે બેસાડીને છ (૬) માઇલ સુધી ગયો. તો આવી ખિદમત કરવાના કારણે શું મૈં મારી માઁ ના હક્કો પૂરા કરી દીધા ગણાશે ?"**

હુઝૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે ફરમાવ્યું કે તારા જન્મ વખતે તારી માઁ એ પ્રસુતિની પીડાના જે ઝટકા ખાધા છે, તે પૈકીના એક ઝટકાનો કદાચ બદલો થઈ શકે"

અલ્લાહ તઆલા દરેક મોમીનને માઁ-બાપના હક્કો અદા કરવાની તૌફીક આપે અને માઁ-બાપની ના-ફરમાની થી બચાવે. (આમીન. આમીન)







**સવાલ નં. ૫**

## માઁ-બાપ ની સતામણી કરનાર વિષે

શું ફરમાવે છે ઓલેમાએ દીન અને મુફ્તીયાને શરએ મતીન આ મસ્અલામાં કે :-

"એક લાયકાત ધરાવનાર શખ્સ પોતાના માઁ-બાપની સાથે લડાઈ-ઝઘડો કર્યા કરે છે. ઉપરાંત પોતાના માઁ-બાપને મારપીટ અને અત્યાચાર કરે છે. ઉપરાંત પોતાના માઁ-બાપને સ્વંય મેણા-ટોણા અને ગાળો આપે છે તથા અન્ય લોકો પાસેથી પોતાના માઁ-બાપને ખરાબ કહેવડાવે છે. તો તે શખ્સ શરીઅતના હુક્મ મુજબ કેવી સજાને લાયક છે ?"

સવાલ પૂછનાર :- મોલ્વી અબ્દુલ જબ્બાર સાહેબ
મુ.પો. હરમંડલ, જીલ્લો-કરમલા (બંગાળ)
તા. ૨૫, રબીઉલ અવ્વલ. સ.હિ.૧૩૨૭

**અલ-જવાબ**

મઝકૂર શખ્સ તમામ ફાસિકોથી વધીને ફાસિક તથા દુષ્ટ, અલ્લાહના સખ્ત અઝાબને લાયક અને જહન્નમના સખ્ત અઝાબને માટે યોગ્ય છે. માઁ-બાપને સતાવનાર વિષે હદીષોમાં સખ્ત હુકમો છે. જેમાંની અમુક હદીષો અત્રે રજૂ છે.

## હદીષ નં. ૧

## "માઁ-બાપ ને સતાવવું શિર્ક સમાન ભયંકર અપરાધ છે."

حَدَّثَنَا مُسَدَّدٌ، حَدَّثَنَا بِشْرُ بْنُ الْمُفَضَّلِ، حَدَّثَنَا الْجُرَيْرِيُّ، عَنْ عَبْدِ الرَّحْمَنِ بْنِ أَبِى بَكْرَةَ، عَنْ أَبِيهِ رَضِىَ اللَّهُ عَنْهُ، قَالَ :قَالَ النَّبِىُّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ :أَلاَ أُنَبِّئُكُمْ بِأَكْبَرِ الْكَبَائِرِ؟ ثَلاَثًا، قَالُوا: بَلَى يَا رَسُولَ اللَّهِ، قَالَ :الإِشْرَاكُ بِاللَّهِ، وَعُقُوقُ الْوَالِدَيْنِ - وَجَلَسَ وَكَانَ مُتَّكِئًا فَقَالَ - أَلاَ وَقَوْلُ الزُّورِ، قَالَ :فَمَا زَالَ يُكَرِّرُهَا حَتَّى قُلْنَا :لَيْتَهُ سَكَتَ.

**حواله :**

"الجامع المسند الصحيح المختصر من أمور رسول الله صلى الله عليه وسلم وسننه وأيامه = صحيح البخارى"، المؤلف :محمد بن إسماعيل أبو عبدالله البخارى الجعفي، المحقق :محمد زهير بن ناصر الناصر، الناشر :دار طوق النجاة (مصورة عن السلطانية بإضافة ترقيم ترقيم محمد فؤاد عبد الباقى)، الطبعة :الأولى، ١٤٢٢ ه، الجزء الثالث، كتاب الشهادات، باب ما قيل فى شهادة الزور، الصفحة: ١٧٢، رقم الحديث: ٢٦٥٤

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર અને ગુજરાતી અનુવાદ:-

**ઇમામ બુખારી, ઇમામ મુસ્લિમ અને ઇમામ તિરમિઝીએ હઝરત અબૂબક્ર રદીઅલ્લાહો તઆલા અન્હોથી રિવાયત કરી, કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે, કે :- "અલા-ઉનબ્બેઓકુમ-બે-અકબરિલ-કબાઇરે ?અલા-ઉનબ્બેઓકુમ-બે-અકબરિલ-કબાઇરે?અલા-ઉનબ્બેઓકુમ-બે-અકબરિલ-કબાઇરે ?"**





www.markazahlesunnat.net

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ :-

**"શું હૂં તમને બતાવું કે કબીરા ગુનાહોમાંથી સૌથી મોટો ગુનોહ શું છે ? શું હૂં તમને બતાવું કે કબીરા ગુનાહોમાં સૌથી ખરાબ ગુનોહ શું છે ? શું હૂં તમને બતાવું કે કબીરા ગુનાહોમાં સૌથી સખ્ત ગુનોહ શું છે ?" સહાબાએ કિરામે અર્ઝ કરી કે ઇરશાદ ફરમાવો. હુઝૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે ફરમાવ્યું કે :- "અલ ઇશરાકો બિલ્લાહે વ ઉકૂકુલ વાલિદયને" "અલ્લાહનો શરીક ઠહેરાવવું અને માઁ-બાપને સતાવવું"**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"સહીહુલ-બુખારી"** (અરબી), સંપાદક:- ઇમામ મુહમ્મદ બિન ઇસ્માઈલ અબૂ અબ્દુલ્લાહ બુખારી, ઇન્તેકાલ :- સ.હિ. ૨૫૬, પ્રકાશક :- દાર તુકુન્નજાતે - બૈરૂત (લેબનાન) આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૪૨૨, કિતાબુશ્શહાદત, **જિલ્દ નં. 3, હદીષ નં. ૨૬૫૪, પેઇજ નં. ૧૭૨**

## હદીષ નં. ૨

## "માઁ-બાપ ને તકલીફ આપનારો જન્નત માં નહીં જાય"

حَدَّثَنَا مُكْرَمُ بْنُ أَحْمَدَ الْقَاضِى، بِبَغْدَادَ، ثنا أَبُو إِسْمَاعِيلَ مُحَمَّدُ بْنُ إِسْمَاعِيلَ السُّلَمِىُّ، ثنا أَيُّوبُ بْنُ سُلَيْمَانَ بْنِ بِلاَلٍ، حَدَّثَنِى أَبُو بَكْرِ بْنُ أَبِى أُوَيْسٍ، عَنْ سُلَيْمَانَ بْنِ بِلاَلٍ، عَنْ عَبْدِ اللَّهِ بْنِ يَسَارٍ الْأَعْرَجِ، أَنَّهُ سَمِعَ سَالِمَ بْنَ عَبْدِ اللَّهِ بْنِ عُمَرَ، يُحَدِّثُ، عَنْ أَبِيهِ، عَنِ النَّبِىِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ أَنَّهُ قَالَ: ثَلاَثَةٌ لاَ يَدْخُلُونَ الْجَنَّةَ :الْعَاقُّ بِوَالِدَيْهِ، وَالدَّيُّوثُ، وَرَجِلَةُ النِّسَاءِ

**حواله :**

"**المستدرك على الصحيحين**" ، المؤلف: أبو عبد الله الحاكم محمد بن عبد الله بن محمد بن حمدويه بن نُعيم بن الحكم الضبى الطهمانى النيسابورى المعروف بابن البيع (المتوفى: ٤٠٥هـ)، تحقيق :مصطفى عبد القادر عطاء الناشر :دار الكتب العلمية بيروت، الطبعة :الأولى، ١٤١١ ــ ١٩٩٠، الجزء الأول، كتاب الإيمان، الصفحة:١٤٤، رقم الحديث: ٢٤٤

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"ષલાષતુન-લા-યદ-ખુલૂનલ-જન્નતા-અલ-આકો-બે-વાલિદયહિ-વદ-દય્યુષો-વર-રજલતુમ-મિનન-નિસાએ"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**નસાઈ, બઝ્ઝાર અને હાકિમે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદીઅલ્લાહો તઆલા અન્હુમાથી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે કે :-**

**"ત્રણ વ્યક્તિઓ જન્નતમાં નહીં જાય. (૧) માઁ-બાપને તકલીફ આપનાર (૨) દય્યુષ એટલે કે ઝનાકારીની દલાલી કરનારો અને (૩) તે સ્ત્રી કે જે પુરૂષો જેવા હાવ ભાવ ધારણ કરે"**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"અલ-મુસ્તદરક-અલસ-સહીહૈન"** (અરબી), સંપાદકઃ- અબૂ અબ્દુલ્લાહ હાકિમ મુહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન મુહમ્મદ નૈશાપુરી. ઇન્તેકાલ સ.હિ. ૪૦૫, પ્રકાશક :- દારૂલ કુતુબિલ ઇલ્મિયા - બૈરૂત (લેબનાન), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૧૧, પ્રમાણે :- ઇ.સ. ૧૯૯૦, **જિલ્દ નં. ૧, હદીષ નં. ૨૪૪, પેઇજ નં. ૧૪૪**





www.markazahlesunnat.net

## હદીષ નં. ૩

## "માઁ-બાપ નાં ના-ફરમાન નો કોઇ ફર્ઝ કે નફલ અમલ અલ્લાહ કબૂલ નથી ફરમાવતો"

**حَدَّثَنَا دُحَيْمٌ، ثنا مُحَمَّدُ بْنُ شُعَيْبٍ، عَنْ عُمَرَ بْنِ يَزِيدَ، عَنْ أَبِى سَلَامٍ، عَنْ أَبِى أُمَامَةَ، قَالَ :قَالَ رَسُولُ اللَّهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ " :ثَلَاثَةٌ لَا يَقْبَلُ اللَّهُ لَهُمْ صَرْفًا وَلَا عَدْلًا :عَاقٌّ، وَمَنَّانٌ، وَمُكَذِّبٌ بِالْقَدَرِ ."**

**حواله :**

"**السنة**"، المؤلف: أبو بكر بن أبى عاصم وهو أحمد بن عمرو بن الضحاك بن مخلد الشيبانى (المتوفى:٢٨٧هـ)، المحقق: محمد ناصر الدين الألبانى، الناشر :المكتب الإسلامى بيروت، الطبعة: الأولى، ١٤٠٠هـ، **الجزء الأول، بَابُ مَا ذُكِرَ عَنِ النَّبِيِّ عَلَيْهِ السَّلَامُ فِى الْمُكَذِّبِينَ بِقَدَرِ اللَّهِ، وَمَا لَهُمْ فِى الْآخِرَةِ، وَمَا أَمَرَ بِهِ فِيهِمْ، الصفحة**:١٤٢، رقم الحديث: ٣٢٣

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"ષલાષતુન-લા-યકબલુલ્લાહો-અઝ્ઝ-વ-જલ્લા-મિન્હુમ-સરફંવ-વલા-અદલન-અલ-આકો-વ-મન્નાનો-વ-મુકઝ્ઝેબો-બે-કદરિન"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**ઇબ્ને અબી આસિમે સુન્નતમાં સનદે હસન દ્વારા હઝરત અબી ઉમામા રદીઅલ્લાહો અન્હોથી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે, કે :-**

**"ત્રણ શખ્સોના કોઈ ફર્ઝ અને નફલ અલ્લાહ**

**તબારક વ તઆલા કબૂલ નથી ફરમાવતો. (૧) માઁ-બાપનો ના-ફરમાન (તકલીફ આપનારો) (૨) સદકો આપીને એહસાન (ઉપકાર) વ્યક્ત કરનારો અને (૩) તકદીરને ન માનનારો"**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"અસ્સુન્નાહ"** (અરબી), સંપાદકઃ- અબૂબક્ર બિન આસિમ, અહમદ બિન અમ્ર બિન દેહાક બિન મુખ્લદ શૈબાની. ઇન્તેકાલ સ.હિ. ૨૮૭, પ્રકાશક :- અલ મક્તબતુલ ઇસ્લામી - બૈરૂત (લેબનાન), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૦૦, **જિલ્દ નં. ૧, હદીષ નં. ૩૨૩, પેઇજ નં. ૧૪૨**

## હદીષ નં. ૪

## "જે પોતાના માઁ-બાપ ને સતાવે તેના ઉપર લઅનત છે, તે મલઊન છે."

حَدَّثَنَا أَبُو الْعَبَّاسِ مُحَمَّدُ بْنُ يَعْقُوبَ، ثَنَا أَبُو عُتْبَةَ أَحْمَدُ بْنُ الْفَرَجِ، ثَنَا ابْنُ أَبِي فُدَيْكٍ، ثَنَا هَارُونُ التَّيْمِيُّ، عَنِ الْأَعْرَجِ، عَنْ أَبِي هُرَيْرَةَ، رَضِيَ اللَّهُ عَنْهُ قَالَ: قَالَ رَسُولُ اللَّهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ :لَعَنَ اللَّهُ سَبْعَةً مِنْ خَلْقِهِ فَرَدَّ رَسُولُ اللَّهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ عَلَى كُلِّ وَاحِدٍ ثَلَاثَ مَرَّاتٍ ثُمَّ قَالَ :مَلْعُونٌ مَلْعُونٌ مَلْعُونٌ مِنْ عَمِلَ عَمَلَ قَوْمِ لُوطٍ، مَلْعُونٌ مَنْ جَمَعَ بَيْنَ الْمَرْأَةِ وَابْنَتِهَا، مَلْعُونٌ مَنْ سَبَّ شَيْئًا مِنْ وَالِدَيْهِ، مَلْعُونٌ مَنْ أَتَى شَيْئًا مِنَ الْبَهَائِمِ، مَلْعُونٌ مَنْ غَيَّرَ حُدُودَ الْأَرْضِ، مَلْعُونٌ مَنْ ذَبَحَ لِغَيْرِ اللَّهِ، مَلْعُونٌ مَنْ تَوَلَّى غَيْرَ مَوَالِيهِ





www.markazahlesunnat.net

**حواله :**

"المستدرك على الصحيحين"، المؤلف: أبو عبد الله الحاكم محمد بن عبد الله بن محمد بن حمدويه بن نُعيم بن الحكم الضبى الطهمانى النيسابورى المعروف بابن البيع (المتوفى:٤٠٥هـ)، تحقيق :مصطفى عبد القادر عطا، الناشر :دار الكتب العلمية بيروت، الطبعة :الأولى، ١٤١١ـ١٩٩٠، الجزء الرابع، كتاب الحدود، الصفحة: ٣٩٦، رقم الحديث: ٨٠٥٣

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ અને વિષય ને લગતા શબ્દો નું ગુજરાતી લિપીયાંતર :-

**"મલઊનુન-મન-અક્કા-વાલેદયહે-મલઊનુન-મન-અક્કા-વાલેદયહે-મલઊનુન-મન-અક્કા-વાલેદયહે"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**તિબરાની અને હાકિમે હઝરત અબૂહુરૈરા રદીઅલ્લાહો તઆલા અન્હોથી રિવાયત કરી, કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે કે :-**

**"જે પોતાના માઁ-બાપને સતાવે તે મલ્ઊન છે, જે પોતાના માઁ-બાપને સતાવે તેના ઉપર લાઅનત છે, જે પોતાના માઁ-બાપને સતાવે તે મલઊન છે."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"અલ-મુસ્તદરક-અલસ-સહીહૈન"** (અરબી), સંપાદકઃ- અબૂ અબ્દુલ્લાહ હાકિમ મુહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન મુહમ્મદ નૈશાપુરી. ઇન્તેકાલ સ.હિ. ૪૦૫, પ્રકાશક :- દારૂલ કુતુબિલ ઇલ્મિયા - બૈરૂત (લેબનાન), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ:- સ.હિ. ૧૪૧૧, પ્રમાણે :- ઇ.સ. ૧૯૯૦, **જિલ્દ નં. ૪, હદીષ નં. ૮૦૫૩, પેઇજ નં. ૩૯૬**

## હદીષ નં. ૫

## "માઁ-બાપ ને ગાળ આપનાર લઅનતી છે."

أَخْبَرَنَا أَحْمَدُ بْنُ عَلِيِّ بْنِ الْمُثَنَّى، قَالَ: حَدَّثَنَا أَبُو خَيْثَمَةَ، قَالَ: حَدَّثَنَا عَبْدُ الْمَلِكِ بْنُ عَمْرٍو، قَالَ: حَدَّثَنَا زُهَيْرُ بْنُ مُحَمَّدٍ، عَنْ عَمْرِو بْنِ أَبِي عَمْرٍو، عَنْ عِكْرِمَةَ، عَنِ ابْنِ عَبَّاسٍ، عَنِ النَّبِيِّ صَلَّى اللَّهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: لَعَنِ اللَّهُ مَنْ ذَبَحَ لِغَيْرِ اللَّهِ، وَلَعَنَ اللَّهُ مَنْ غَيَّرَ تُخُومَ الْأَرْضِ، وَلَعَنَ اللَّهُ مَنْ كَمَهَ الْأَعْمَى عَنِ السَّبِيلِ، وَلَعَنَ اللَّهُ مَنْ سَبَّ وَالِدَيْهِ، وَلَعَنَ اللَّهُ مَنْ تَوَلَّى غَيْرَ مَوَالِيهِ، وَلَعَنَ اللَّهُ مَنْ عَمِلَ عَمَلَ قَوْمِ لُوطٍ۔ قَالَهَا ثَلَاثًا فِي عَمَلِ قَوْمِ لُوطٍ۔

**حواله :**

"صحيح ابن حبان بترتيب ابن بلبان"، المؤلف: محمد بن حبان بن أحمد بن حبان بن معاذ بن مَعْبدَ، التميمى، أبو حاتم، الدارمى، البُستى (المتوفى: ٣٥٤ھ)، المحقق: شعيب الأرنؤوط، الناشر: مؤسسة الرسالة بيروت، الطبعة :الثانية، ١٤١٤ھ۔١٩٩٣م، الجزء العاشر، باب الزنى وحده، الصفحة: ٢٥٦، رقم الحديث: ٤٤١٧

▣ વિષય ને અનુલક્ષી ને ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર અને અનુવાદ :-

**ઇબ્ને હબ્બામે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ રદીઅલ્લાહો તઆલા અન્હુમાથી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે કે :-**

**"લઅનલ્લાહો-મન-સબ્બા-વાલિદયહે"**





www.markazahlesunnat.net

**-: અર્થાત :-**

**"જે પોતાના માઁ-બાપને ગાળ આપે, તેના ઉપર અલ્લાહ ની લઅનત છે."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"સહીહ-ઇબ્ને-હબ્બાન"** (અરબી), સંપાદક:- મુહમ્મદ બિન હબ્બાન બિન અહમદ બિન હબ્બાન બિન મઆઝ બિન મઅબદ તમીમી અબૂ હાતિમ દારમી, ઇન્તેકાલ સ.હિ. ૩૫૪, પ્રકાશક :- અલ-મુઅસ્સતુર્રિસાલા, બૈરૂત (લેબનાન), આવૃતિ :- ત્રીજી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૧૪, પ્રમાણે :- ઇ.સ. ૧૯૯૩, **જિલ્દ નં. ૧૦, હદીષ નં. ૪૪૧૭, પેઇજ નં. ૨૫૬**

## હદીષ નં. ૬

## "માઁ-બાપ ને સતાવનાર ને ઇન્તેકાલ ના સમયે કલ્મો નસીબ નહોતો થતો."

أَخْبَرَنَا أَبُو عَبْدِ اللهِ الْحَافِظُ، نا أَبُو عُمَرَ مُحَمَّدُ بْنُ عَبْدِ الْوَاحِدِ الزَّاهِدُ صَاحِبُ ثَعْلَبٍ بِبَغْدَادَ، نا مُوسَى بْنُ سَهْلٍ الْمُوسِيُّ، نا يَزِيدُ بْنُ هَارُونَ، أنا فَائِدُ بْنُ عَبْدِ الرَّحْمَنِ، قَالَ: سَمِعْتُ عَبْدَ اللهِ بْنَ أَبِي أَوْفَى، قَالَ: جَاءَ رَجُلٌ إِلَى النَّبِيِّ صَلَّى اللَّهُ عَلَيْهِ وَسَلَّمَ، فَقَالَ: يَا رَسُولَ اللهِ، إِنَّ هَهُنَا غُلَامًا قَدِ احْتُضِرَ يُقَالُ لَهُ قُلْ: لَا إِلَهَ إِلَّا اللهُ فَلَا يَسْتَطِيعُ أَنْ يَقُولَهَا، قَالَ: "أَلَيْسَ قَدْ كَانَ يَقُولُهَا فِي حَيَاتِهِ؟ "قَالُوا: بَلَى، قَالَ" : فَمَا مَنَعَهُ مِنْهَا عِنْدَ مَوْتِهِ؟ "قَالَ: فَنَهَضَ رَسُولُ اللهِ صَلَّى اللَّهُ عَلَيْهِ وَسَلَّمَ وَنَهَضْنَا مَعَهُ حَتَّى أَتَى الْغُلَامَ، فَقَالَ " : يَا غُلَامُ قُلْ : لَا إِلَهَ إِلَّا اللهُ "، قَالَ: لَا أَسْتَطِيعُ أَنْ أَقُولَهَا، قَالَ: وَلِمَ؟ "قَالَ: لِعُقُوقِ وَالِدَتِي، قَالَ: أَحَيَّةٌ هِيَ؟ "قَالَ:

نَعَمْ، قَالَ " :أَرْسِلُوا إِلَيُهَا "، فَأَرْسَلُوا إِلَيُهَا فَجَاءَ تْ، فَقَالَ لَهَا رَسُولُ اللهِ صَلَّى اللَّهُ عَلَيْهِ وَسَلَّمَ " : ابُنُكِ هُوَ؟ "قَالَتُ : نَعَمُ، قَالَ " :أَرَأَيْتِ لَوُ أَنَّ نَارًا أُجِّجَتُ فَقِيلَ لَكَ : إِنُ لَمُ تَشُفَعِى لَهُ قَذَفُنَاهُ فِى هَذِهِ النَّارِ "، قَالَتُ : إِذًا كُنتُ أَشُفَعُ لَهُ، قَالَ " :فَأَشُهِدِى اللهَ، وَأَشُهِدِينَا مَعَكَ بِأَنَّكَ قَدُ رَضِيتِ "، قَالَتُ :قَدُ رَضِيتُ عَنِ ابُنِى، قَالَ " :يَا غُلَامُ، قُلُ: لَا إِلَهَ إِلَّا اللهُ "، فَقَالَ : لَا إِلَهَ إِلَّا اللهُ، فَقَالَ رَسُولُ اللهِ صَلَّى اللَّهُ عَلَيْهِ وَسَلَّمَ " :الْحَمُدُ لِلَّهِ الَّذِى أَنُقَذَهُ مِنَ النَّارِ ."

**حواله :**

"شعب الإيمان" ، المؤلف: أحمد بن الحسين بن على بن موسى الخُسُرَوُجِردى الخراسانى، أبو بكر البيهقى (المتوفى:٤٥٨هـ)، الناشر: مكتبة الرشد للنشر والتوزيع بالرياض بالتعاون مع الدار السلفية ببومباى بالهند، الطبعة :الأولى، ١٤٢٣هـ-٢٠٠٣م، الجزء العاشر، بر الوالدين، الصفحة:٢٩٠، رقم الحديث: ٧٥٠٨

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**તિબરાનીએ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઔફ રદીઅલ્લાહો તઆલા અન્હુમાથી રિવાયત કરી, કે :-**

**"એક જવાન શખ્સના મૃત્યુના સમયે તેને કલ્મો પઢવાનું કહેવામાં આવ્યું. પણ તે શખ્સ કલ્મો નહોતો પઢી શકતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમને તેની જાણ થઈ, તો આપ ખૂદ તે જવાન પાસે તશરીફ લાવ્યા અને તે જવાનને સંબોધીને ફરમાવ્યું કે "લા-ઇલાહા-ઇલલ્લાહ" પઢ. તે જવાન શખ્સે અર્ઝ કરી કે નથી પઢી શકતો. આપે ફરમાવ્યું, શા માટે નથી પઢી શકતો ? કહેવામાં આવ્યું કે તે શખ્સ પોતાની 'માઁ'ને સતાવતો હતો."**





www.markazahlesunnat.net

**રહેમતે આલમ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે તે જવાન શખ્સની માઁ ને બોલાવી અને પૂછ્યું કે આ જવાન તારો દિકરો છે ? તેણીએ કહ્યું કે હા. આપે ફરમાવ્યું કે :-**

**"સાંભળ, કે જો એક વિશાળ આગ ભડકાવવામાં આવે અને તારા દિકરાને તેની પાસે ઉભો રાખીને કોઈ તને કહે, કે જો તૂં તેની શફાઅત કરે, તો અમે તેને મુકી દઇએં. નહીંતર તારા દિકરાને સળગાવી નાખશું, તો તેવા સંજોગમાં તૂં તારા દિકરાની શફાઅત કરીશ ?"**

**તે ઔરતે અર્ઝ કરી કે યા રસૂલુલ્લાહ ! ત્યારે તો ચોક્કસ શફાઅત કરૂં. આપે ફરમાવ્યું કે અલ્લાહને અને મને ગવાહ બનાવીને તારા દિકરાથી રાજી થઈ જા. તેણીએ કહ્યું કે ઇલાહી ! હૂં તને અને તારા રસૂલને ગવાહ બનાવું છું કે હૂં મારા દિકરાથી રાજી થઈ ગઈ.**

**ત્યાર બાદ હુઝૂર સય્યદે આલમ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે તે જવાન શખ્સને સંબોધીને ફરમાવ્યું કે એ જવાન ! પઢ, !**

**'અશહદો અલ લા ઇલાહા ઇલ્લલ્લાહો વહદહૂ લા**
**શરીકાલહૂ વ અશહદો અન્ના મુહમ્મદન અબ્દોહુ**
**વ રસૂલોહુ'**

**તે જવાન શખ્સે તરત જ કલ્મો પઢ્યો અને તેનો ઇન્તેકાલ થઈ ગયો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે ફરમાવ્યું કે :-**

**"અલ-હમ્દોલિલ્લાહિલ્લઝી અન કઝહુ બી મિન્નાર"**

-: અર્થાત :-

**"શુક્ર તે ખુદાનો જેણે મારા વસીલાથી આ જવાનને દોઝખથી બચાવ્યો"**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"શોઅબુલ-ઈમાન"** (અરબી), સંપાદક:- અહમદ બિન હુસૈન બિન અલી બિન મૂસા ખુરાસાની-અબૂબક્ર બયહકી. ઇન્તેકાલ સ.હિ. ૪૫૮, પ્રકાશક :- મક્તબતુ-રૂશ્દે-લિન-નશ્રે-વત્તોઝીઅ, રિયાધ (સાઉદી અરેબિયા), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૨૩, પ્રમાણે :- ઇ.સ. ૨૦૦૩, **જિલ્દ નં. ૧૦, હદીષ નં. ૭૫૦૮, પેઇજ નં. ૨૯૦**

## હદીષ નં. ૭

### મૉં ને અપશબ્દો કહેનાર નો ઇબ્રતનાક અને કરૂણ અંજામ = ખુદા બચાવે.

عَـن الُـعَـوام بـن حَـوُشَب قَالَ نزلت مرّة جباً وَإِلَى جانب ذَلِک الُجب مَـقُبـرَـة فَلَـمَّـا كَـانَ بَعُدَ الُعَصُرِ إنُشَقَّ مِنُهَا قَبُرٌ فَخَرَجَ رَجُلٌ رَأسَهُ رَأسَ حِمَارٍ وَجَسَدَهُ جَسَدَ إِنُسَانٍ فَنَهِقَ ثَلَاثَ نِهُقَاتٍ ثُمَّ إِنُطَبَقَ عَلَيُهِ الُقَبُرُ فَإِذَا عَجُوُزَ تَغزَلَ شَعُراً أَوُ صَوُفاً فَقَالَتُ اِمُرَأَةٌ: تَرِیُ تِلَکَ الُعَجُوُزَ؟ قلت :مَا لَهَا؟ قَالَتُ: تِلُکَ أُمُّ هَذَا .قُلُتُ :وَمَـا كَانَّ قِصَّتهُ؟ قَالَتُ: كَانَ يَشُرِبُ الُخمُرَ فَإِذا رَاحَ تَقُولُ لَهُ أُمُهُ : يـاُ بَنِیَّ إتقِ اللّٰهَ، إلٰی مَتَی تَشُرِبُ الُخمَرَ؟







فَيَقُوُلُ لَهَا :إِنَّـمَـا أَنُـتِ تَـنُـهِـقِيُنَ كَمَا يَنُهِقَ الُحِمَارُ، قَالَتُ : فَـمَاتَ بَعُدَ الُـعَصُرِ، قَالَتُ :فَهُـوَ يَـنُـشَـقُّ عَـنهُ الُقَبُرُ بَعُدَ الُعَصُرِ يَوُمَ يَوُمٍ فَيَنُهِقُ ثَلَاثَ نِهُقَاتٍ ثُمَّ يَنُطَبِقُ عَلَيُهِ الُقَبُرُ.

**حواله :**

"الترغيب والترهيب" ، المؤلف: إسماعيل بن محمد بن الفضل بن علی القرشی الطليحی التيمی الأصبهانی، أبو القاسم، الملقب بقوام السنة (المتوفی: ٥٣٥ ه)، المحقق: أيمن بن صالح بن شعبان، الناشر :دار الحديث القاهرة، الطبعة الأولی، ١٤١٤هـ-١٩٩٣م، الجزء الأول، باب فی الترهيب من عقوق الوالدين، الصفحة: ٢٩٢، رقم الحديث: ٤٧١

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**અસ્બેહાની રિવાયત કરે છે, કે :-**

**અવામ ઇબ્ને હવશબ રહમતુલ્લાહે તઆલા અલૈહે કે જેઓ 'તબે-તાબેઇન'ના આદરણીય અકાબીરોમાંથી છે અને જેમનો ઇન્તેકાલ સ.હિ. ૧૪૮માં થએલો તેઓ ફરમાવે છે, કે :-**

**"હૂં એક મહોલ્લામાં ગયો. તે મહોલ્લા (લત્તા)ને અડીને કબ્રસ્તાન હતું. અસરની નમાઝના સમયે તે કબ્રસ્તાનમાં એક કબર ફાટી અને તેમાંથી એક શખ્સ બહાર નિકળ્યો. તે શખ્સનું માથું ગધેડાનું હતું અને બાકીનું શરીર ઇન્સાનનું હતું. તે શખ્સ ત્રણ વખત ગધેડા જેવો અવાજ કાઢીને ભોંક્યો અને ત્યારબાદ તે કબરમાં પાછો ચાલ્યો ગયો અને કબર પહેલાં હતી તેવી થઈ ગઈ."**

**તે મહોલ્લામાં મૈં એક બુઢ્ઢી ઓરતને જોઈ કે તે બેઠી બેઠી સૂતર વણી રહી હતી. એક મહિલાએ મને**

કહ્યું કે આ બુઢ્ઢી ઓરતને જુઓ. મૈં કહ્યું કે તે કોણ છે ? તે મહિલાએ કહ્યું કે તે વૃદ્ધા હમણાં જે કબર ફાટેલી તે કબરવાળા શખ્સની માઁ છે. તે કબરવાળો શખ્સ શરાબ પીતો હતો. જ્યારે તે સંધ્યા સમયે ઘરે આવતો, તો તેની માઁ તેને નસીહત કરતી કે, બેટા ! ખુદાથી ડર, ક્યાં સુધી આ નાપાકને પીતો રહીશ. તે શખ્સ પોતાની માઁ ની નસીહતને હસી કાઢતો અને અપશબ્દો ઉચ્ચારતાં કહેતો કે તૂં ગધેડાની જેમ ભોંકે છે.

તે શખ્સનું અસરના સમયે મૃત્યુ થયું છે. જ્યારથી તેનું મૃત્યુ થયું છે ત્યારથી દરરોજ અસર પછી તેની કબર ખુલે છે. તે કબરમાંથી બહાર આવીને ત્રણ વખત ગધેડાની જેમ ભોંકીને કબરમાં પાછો ચાલ્યો જાય છે અને તેની કબરમાં બંધ થઈ જાય છે.”

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**“અત્તરગીબ-વત-તરહીબ”** (અરબી), સંપાદકઃ- ઇસ્માઈલ બિન મુહમ્મદ બિન ફઝલ બિન અલી કર્શી અસ્બેહાની, ઇન્તેકાલ સ.હિ. ૫૩૫, પ્રકાશક :- દારૂલ હદીષ - કૈરો (ઇજીપ્ત), આવૃતિઃ- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૧૪, પ્રમાણે :- ઇ.સ. ૧૯૯૩, જિલ્દ નં. ૧, હદીષ નં. ૪૭૧, પેઇજ નં. ૨૯૨









# માઁ-બાપ ની સાથે નેક-વર્તન જેહાદ અને હિજરત થી અફઝલ છે.

માઁ બાપ સાથે નેક વર્તાવ અને તેઓની ખિદમત કરવી જેહાદ અને હિજરતથી પણ અફઝલ છે. **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે માઁ-બાપ ની સેવા-ચાકરી ને જેહાદ અને હિજરતથી પણ વધુ અગત્યતા અને અગ્રતા આપી છે.

જે અંગેની અમુક હદીષો રજૂ છે.

## હદીષ નં. ૧

## “પહેલાં નમાઝ પછી માઁ-બાપ સાથે નેકી ત્યાર બાદ જ જેહાદ”

حَدَّثَنَا أَبُو الوَلِيدِ هِشَامُ بْنُ عَبْدِ المَلِكِ، قَالَ: حَدَّثَنَا شُعْبَةُ، قَالَ الوَلِيدُ بْنُ العَيْزَارِ: أَخْبَرَنِی قَالَ: سَمِعْتُ أَبَا عَمْرٍو الشَّيْبَانِیَّ، يَقُولُ: حَدَّثَنَا صَاحِبُ - هَذِهِ الدَّارِ وَأَشَارَ إِلَى دَارِ عَبْدِ اللَّهِ، قَالَ: سَأَلْتُ النَّبِیَّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: أَیُّ العَمَلِ أَحَبُّ إِلَى اللَّهِ؟ قَالَ: الصَّلاَةُ عَلَى وَقْتِهَا، قَالَ: ثُمَّ أَیٌّ؟ قَالَ :ثُمَّ بِرُّ الوَالِدَيْنِ قَالَ: ثُمَّ أَیٌّ؟ قَالَ: الجِهَادُ فِی سَبِيلِ اللَّهِ قَالَ: حَدَّثَنِی بِهِنَّ، وَلَوِ اسْتَزَدْتُهُ لَزَادَنِی.

**حواله :**

**"الجامع المسند الصحيح المختصر من أمور رسول الله صلى الله عليه وسلم وسننه وأيامه = صحيح البخارى"**، المؤلف: محمد بن إسماعيل أبو عبدالله البخارى الجعفى، المحقق: محمد زهير بن ناصر الناصر، الناشر: دار طوق النجاة (مصورة عن السلطانية بإضافة ترقيم ترقيم محمد فؤاد عبد الباقى)، الطبعة الأولى، ١٤٢٢هـ، **الجزء الأول، كتاب مواقيت الصلاة، باب فضل الصلاة لوقتها**، الصفحة: ١١٢، رقم الحديث: ٥٢٧

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"કાલા-સઅલતુન-નબીય્યા-સલ્લલ્લાહો-અલૈહે-વસલ્લમા-અય્યુલ-અમલો-અહબ્બો-ઇલલ્લાહે-તઆલા? કાલા-અસ્સલાતો-અલા-વકતેહા-કુલ્તો-સુમ્મા-અય્યો? કાલા-બિર્રુલ-વાલિદયને-કુલ્તો-સુમ્મા-અય્યો? કાલા-અલ-જેહાદો-ફી-સબીલિલ્લાહ"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**ઇમામ અહમદ, બુખારી, મુસ્લિમ, અબૂદાઉદ અને નસાઈએ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ રદીઅલ્લાહો તઆલા અન્હોથી રિવાયત કરી, કે :-**

**"મૈં બારગાહે રિસાલતમાં હાઝિર થઈને અર્ઝ કરી કે યા રસૂલુલ્લાહ !"**

**"કયું કામ ખુદાને વધુ પ્રિય છે ? હુઝૂરે ફરમાવ્યું કે સમયસર નમાઝ પઢવી. મૈં અર્ઝ કરી કે ત્યારબાદ ? આપે ફરમાવ્યું કે માઁ-બાપ સાથે નૈકી. મૈં અર્ઝ કરી કે તેના પછી ? આપે ફરમાવ્યું કે અલ્લાહની રાહમાં જેહાદ"**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"અલ-જામેઉલ-મુસ્નદુ-સ્સહીહુલ-મુખ્તસર"** (અરબી) સંપાદકઃ- મુહમ્મદ બિન ઇસ્માઈલ અબૂ અબ્દુલ્લાહ બુખારી, ઇન્તેકાલ હિ.સ. ૨૫૬, પ્રકાશક :- દાર-તૂકુન-નજાત, બૈરૂત (લેબનાન)- આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૪૨૨, **જિલ્દ નં. ૧, હદીષ નં. ૫૨૭, પેઇજ નં. ૧૧૨**







## હદીષ નં. ૨

## "માઁ-બાપ સાથેના નૈક વર્તન માં ખુદાની રાહ માં જેહાદ થી વધુ સવાબ છે."

**حَدَّثَنَا سَعِيدُ بْنُ مَنْصُورٍ، حَدَّثَنَا عَبْدُ اللهِ بْنُ وَهْبٍ، أَخْبَرَنِى عَمْرُو بْنُ الْحَارِثِ، عَنْ يَزِيدَ بْنِ أَبِى حَبِيبٍ، أَنَّ نَاعِمًا، مَوْلَى أُمِّ سَلَمَةَ حَدَّثَهُ، أَنَّ عَبْدَ اللهِ بْنَ عَمْرِو بْنِ الْعَاصِ، قَالَ :أَقْبَلَ رَجُلٌ إِلَى نَبِيِّ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ :أُبَايِعُكَ عَلَى الْهِجْرَةِ وَالْجِهَادِ، أَبْتَغِى الْأَجْرَ مِنَ اللهِ، قَالَ :فَهَلْ مِنْ وَالِدَيْكَ أَحَدٌ حَيٌّ؟ قَالَ :نَعَمْ، بَلْ كِلَاهُمَا، قَالَ :فَتَبْتَغِى الْأَجْرَ مِنَ اللهِ؟ قَالَ :نَعَمْ، قَالَ :فَارْجِعْ إِلَى وَالِدَيْكَ فَأَحْسِنْ صُحْبَتَهُمَا**

**حواله :**

"المسند الصحيح المختصر بنقل العدل عن العدل إلى رسول الله صلى الله عليه وسلم" ، المؤلف: مسلم بن الحجاج أبو الحسن القشيرى النيسابورى (المتوفى:٢٦١ھ)، المحقق: محمد فؤاد عبد الباقى، الناشر: دار إحياء التراث العربى بيروت، الجزء الرابع، كتاب البر والصلة والآداب، باب بر الوالدين وأنهما أحق به، الصفحة: ١٩٧٥، رقم الحديث:٢٥٤٩

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"ઉબાયઓકા-અલલ-હિજરતે-વલ-જેહાદે-અબતગીલ-અજરા- મિનલ્લાહે-તઆલા-કાલા-ફ-હલ-મિંવ-વાલેદયકા-અહદુન-હય્યુન- કાલા-નઅમ-બલ-કિલાહુમા-હય્યુન-કાલા-ફ-તબતગીલ-અજરા-મિનલ્લાહે-તઆલા-કાલા-નઅમ-કાલા-ફરજેઅ-ઇલા-વાલેદયકા-ફ- અહસિન-સુહબતહુમા"**

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી માં અનુવાદ :-

**ઇમામ મુસ્લિમની રિવાયતમાં છે, કે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદીઅલ્લાહો તઆલા અન્હુમા ફરમાવે છે, કે :-**

**એક શખ્સ હુઝૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમની ખિદમતમાં હાજર થયો અને અર્ઝ કરી, કે :-**

**"હૂં આપનાથી હિજરત અને જેહાદ માટે બયઅત (વચનબધ) થઈ રહ્યો છું અને ખુદાથી અજર (નેક વળતર)ની આશા રાખું છું. હુઝૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે પૂછ્યું કે શું તારા માઁ-બાપમાંથી કોઈ જીવંત છે ? તે શખ્સે કહ્યું કે બન્ને જીવતા છે. હુઝૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે ફરી વાર પૂછ્યું કે શું તૂં ખુદાથી અજર ચાહે છે ? તે શખ્સે કહ્યું કે હા. હુઝૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે તે શખ્સથી ફરમાવ્યું કે તારા માઁ-બાપ પાસે પાછો જા અને તેઓની સાથે સારી રીતે વર્તાવ કર."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"અલ-મુસ્તનદુસ-સહીહુલ-મુખ્તસર"** (અરબી) સંપાદક:- ઇમામ મુસ્લિમ બિન હિજાજ અબૂલ હસન કશીરી નૈશાપૂરી - ઇન્તેકાલ હિ.સ. ૨૬૧, પ્રકાશક :- દાર-અહયાઇત-તુરાષુલ-અરબી, બૈરૂત (લેબનાન) **જિલ્દ નં. ૪, હદીષ નં. ૨૫૪૯, પેઇજ નં. ૧૯૭૫**









## હદીષ નં. ૩

## "માઁ-બાપ ને હસતા રાખવા અલ્લાહ ની રાહ માં જેહાદ કરવા થી ઉત્તમ છે."

حَـدَّثَـنَـا مُـحَمَّدُ بْنُ كَثِيرٍ، أَخْبَرَنَا سُفْيَانُ، حَدَّثَنَا عَطَاءُ بْنُ السَّائِبِ، عَنْ أَبِيـهِ، عَنْ عَبْدِ اللَّهِ بْنِ عَمْرٍو قَالَ: جَـاءَ رَجُلٌ إِلَى رَسُولِ اللَّهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ: جِئْتُ أُبَايِعُكَ عَلَى الْهِجْرَةِ، وَتَرَكْتُ أَبَوَيَّ يَبْكِيَانِ، فَقَالَ :ارْجِعْ عَلَيْهِمَا فَأَضْحِكْهُمَا كَمَا أَبْكَيْتَهُمَا

**حواله :**

"سنن أبى داود"، المؤلف: أبو داود سليمان بن الأشعث بن إسحاق بن بشير بن شداد بن عمرو الأزدى السِّجِسْتانى (المتوفى:٢٧٥هـ)، المحقق: محمد محيى الدين عبد الحميد، الناشر: المكتبة العصرية، صيدا بيروت، الجزء الثالث،كتاب الجهاد، باب فى الرجل يغزو وأبواه كارهان، الصفحة:١٧،رقم الحديث: ٢٥٢٨

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ લિપીયાંતર સાથે :-

**અબૂ દાઉદ અને ઇમામ મુસ્લિમની રિવાયતમાં છે, કે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદીઅલ્લાહો તઆલા અન્હુમા રિવાયત ફરમાવે છે, કે :-**

**એક શખ્સ હુઝૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમની ખિદમતમાં હાઝિર થયો અને અર્ઝ કરી, કે :-**

**"જીઅ્તો-ઉબાયેઓકા-અલલ-હિજરતે-વ-તરકતો-અબવય્યા-યબકિયાને-કાલા-ફિરજેઅ-ઇલયહિમા-ફઅદહકહુમા-કમા-અબકયતહુમા"**

**"હૂં મારા માઁ-બાપને રડતા મુકીને આપની પાસે હિજરત માટે બયઅત કરવા આવ્યો છું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે ફરમાવ્યું કે તારા માઁ-બાપ પાસે પાછો જા અને જેવી રીતે તેં તેઓને રડતા કરેલા, તેમ તેઓને હંસતા કર."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"સુનને અબૂ-દાઉદ"** (અરબી), સંપાદકઃ- અબૂ દાઉદ સુલૈમાન ઇબ્ને અશઅષ બિન ઇસ્હાક બિન બશીર બિન શદ્દાદ બિન અમ્ર સજીસ્તાની. ઇન્તેકાલ સ.હિ. ૨૭૫, પ્રકાશક :- અલ-મક્તબતુલ-અસ્રિયા - બૈરૂત (લેબનાન) **જિલ્દ નં. ૩,** કિતાબુલ જેહાદ, **હદીષ નં. ૨૫૨૮, પેઇજ નં. ૧૭**

## હદીષ નં. ૪

## "અલ્લાહ ની રાહ માં જેહાદ માટે પણ માઁ-બાપ ની સંમતિ જરૂરી"

**حَدَّثَنَا سَعِيدُ بْنُ مَنْصُورٍ، حَدَّثَنَا عَبْدُ اللَّهِ بْنُ وَهْبٍ، أَخْبَرَنِيعَمْرُو بْنُ الْحَارِثِ، أَنَّ دَرَّاجًا أَبَا السَّمْحِ حَدَّثَهُ، عَنْ أَبِى الْهَيْثَمِ، عَنْ أَبِى سَعِيدٍ الْخُدْرِىِّ، أَنَّ رَجُلًا هَاجَرَ إِلَى رَسُولِ اللَّهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مِنَ الْيَمَنِ فَقَالَ :هَلْ لَكَ أَحَدٌ بِالْيَمَنِ؟، قَالَ :أَبَوَاىَ، قَالَ: أَذِنَا لَكَ؟ قَالَ: لَا، قَالَ: ارْجِعْ إِلَيْهِمَا فَاسْتَأْذِنْهُمَا، فَإِنْ أَذِنَا لَكَ فَجَاهِدْ، وَإِلَّا فَبِرَّهُمَا**

**حواله :**

"سنن أبى داود"، المؤلف: أبو داود سليمان بن الأشعث بن إسحاق بن بشير بن شداد بن عمرو الأزدى السِّجِسْتانى (المتوفى:٢٧٥هـ)، المحقق: محمد محيى الدين عبد الحميد، الناشر: المكتبة العصرية، صيدا بيروت، **الجزء الثالث**،كتاب الجهاد، باب فى الرجل يغزو وأبواه كارهان، الصفحة:١٧، رقم الحديث: ٢٥٣٠







▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ લિપીયાંતર સાથે :-

**અબૂદાઊદે અબૂ સઈદ ખુદરી રદીઅલ્લાહો અન્હોથી રિવાયત કરી, તેઓ ફરમાવે છે કે :-**

**"ઇન્ના-રજુલન-મિન-અહલિલ-યમને-હાજરા-ઇલા-રસૂલિલ્લાહે-સલ્લલ્લાહો-તઆલા-અલૈહે-વસલ્લમા-ફ-કાલા-હલ-લકા-અહદુન-બિલ-યમને?કાલા-અબવાયા-કાલા-અઝેના-લકા-કાલા-લા-કાલા-ફરજેઅ-ઇલયહિમા-ફસ્તઅઝનહુમા-ફ-ઇન-અઝેના-ફ-જાહિદ-વ-ઇલ્લા-ફ-બિરહુમા"**

-: અનુવાદ :-

**"યમનનો રહેવાશી એક શખ્સ હિજરત કરીને હુઝૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમની બારગાહમાં હાઝિર થયો. હુઝૂરે પૂછ્યું કે યમનમાં તારૂં કોઈ સગું વહાલું છે ? તે શખ્સે અર્ઝ કરી કે મારા માઁ-બાપ યમનમાં છે. હુઝૂરે તે શખ્સને પૂછ્યું કે શું તારા માઁ-બાપે તને હિજરત કરવાની રજા આપી છે ? તે શખ્સે કહ્યું કે નહીં. આપ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે તે શખ્સને હુકમ આપ્યો કે તારા માઁ બાપ પાસે પાછો જા, અને તેઓથી રજા માંગ. જો તેઓ રજા આપે તો જેહાદ કર, નહીંતર તેઓની સાથે નેક વર્તાવ (સેવા) કરવામાં લાગી જા."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"સુનને અબૂ-દાઉદ"** (અરબી), સંપાદકઃ- અબૂ દાઉદ સુલૈમાન ઇબ્ને અશઅષ બિન ઇસ્હાક બિન બશીર બિન શદ્દાદ બિન અમ્ર સજીસ્તાની. ઇન્તેકાલ સ.હિ. ૨૭૫, પ્રકાશક :- અલ-મક્તબતુલ-અસ્રિયા - બૈરૂત (લેબનાન) **જિલ્દ નં. ૩,** કિતાબુલ જેહાદ, **હદીષ નં. ૨૫૩૦, પેઇજ નં. ૧૭**

## હદીષ નં. ૫

## “માઁ-બાપ ની સેવા ચાકરી કર, કેમકે તારી જન્નત તેઓના કદમો નીચે છે.”

حَدَّثَنَا مُحَمَّدُ بْنُ مُحَمَّدٍ التَّمَّارُ الْبَصْرِيُّ، حَدَّثَنَا عَبْدُ الرَّحْمَنِ بْنُ الْمُبَارَكِ الْعَيْشِيُّ، ثنا سُفْيَانُ بْنُ حَبِيبٍ، ثنا ابْنُ جُرَيْجٍ، عَنْ مُحَمَّدِ بْنِ طَلْحَةَ بْنِ يَزِيدَ بْنِ رُكَانَةَ، عَنْ مُعَاوِيَةَ بْنِ جَاهِمَةَ، عَنْ أَبِيهِ قَالَ: أَتَيْتُ رَسُولَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ أَسْتَشِيرُهُ فِي الْجِهَادِ، فَقَالَ النَّبِيُّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: أَلَكَ وَالِدَانِ؟ قُلْتُ: نَعَمْ، قَالَ: الْزَمْهُمَا فَإِنَّ الْجَنَّةَ تَحْتَ أَرْجُلِهِمَا

**حواله :**

"المعجم الكبير" ، المؤلف: سليمان بن أحمد بن أيوب بن مطير اللخمي الشامي، أبو القاسم الطبراني (المتوفى:٣٦٠هـ )، دار النشر: مكتبة ابن تيمية القاهرة، الطبعة: الثانية، الجزء الثاني، باب الجيم، جاهمة أبو معاوية السلمي، الصفحة: ٢٨٩، رقم الحديث: ٢٢٠٢

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ લિપીયાંતર સાથે :-

**નસાઈ, ઇબ્ને માજા, હાકિમ, મુસ્લિમ અને તિબરાનીએ હઝરત મુઆવીયા ઇબ્ને જાહેમા રદીઅલ્લાહો તઆલા અન્હોથી રિવાયત કરી, કે :-**

**“કાલા-અતયતુન-નબીયા-સલ્લલ્લાહો-તઆલા-અલૈહે-વસલ્લમા-અસતશીરહુ-ફિલ-જેહાદે-ફ-કાલન-નબીયો-સલ્લલ્લાહો-તઆલા-અલૈહે-વસલ્લમા-અ-લકા-વાલેદાને- ફુલ્તો-નઅમ-કાલા-અલઝિમ-હુમા-ફઇન્નલ-જન્નતા- તહતા-અરજુલેહિમા”**







-: અનુવાદ :-

**“હઝરત મઆવીયા ઇબ્ને જાહેમાએ કહ્યું કે હૂં હુઝૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમની ખિદમતમાં હાઝિર થયો અને જેહાદના બારામાં આપની સલાહ લીધી. આપ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે મને પૂછ્યું કે શું તારા માઁ-બાપ હયાત છે ? મૈં અર્ઝ કરી કે હા, આપ સલ્લલ્લાહો આલૈહે વસલ્લમે ફરમાવ્યું કે તેઓની સેવા ચાકરી કર કેમ કે જન્નત તેઓના કદમો નીચે છે.”**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**“અલ-મોઅજમુલ-કબીર”**, (અરબી) સંપાદક :- સુલેમાન બિન અહમદ બિન ઐયૂબ બિન મુતીર લખમી શામી, અબૂલ કાસિમ તિબ્રાની - ઇન્તેકાલ :- સ.હિ. ૩૬૦, પ્રકાશક :- દારૂન-નશ્ર : મક્તબા-ઇબ્ને-તયમિયા - કૈરો (ઇજીપ્ત), આવૃતિ :- બીજી, **જિલ્દ નં. ૨, હદીષ નં. ૨૨૦૨, પેઇજ નં. ૨૮૯**

## હદીષ નં. ૬

## “તારી માઁ ના કદમો માં રહીને તેણી ની ખિદમત કરીને જન્નત મેળવ.”

حَدَّثَنَا عُبَيْدُ بْنُ غَنَّامٍ، ثنا أَبُو بَكْرِ بْنُ أَبِي شَيْبَةَ، ثنا عَبْدُ الرَّحِيمِ بْنُ سُلَيْمَانَ، عَنْ مُحَمَّدِ بْنِ إِسْحَاقَ، عَنْ مُحَمَّدِ بْنِ طَلْحَةَ بْنِ مُعَاوِيَةَ السُّلَمِيِّ، عَنْ أَبِيهِ قَالَ: أَتَيْتُ النَّبِيَّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ، فَقُلْتُ: يَا رَسُولَ اللهِ، إِنِّي أُرِيدُ الْجِهَادَ فِي سَبِيلِ اللهِ، قَالَ: أُمُّكَ حَيَّةٌ؟ فَقُلْتُ: نَعَمْ .فَقَالَ النَّبِيُّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: الْزَمْ رِجْلَهَا فَثَمَّ الْجَنَّةُ

**حواله :**

"المعجم الكبير"، المؤلف: سليمان بن أحمد بن أيوب بن مطير اللخمى الشامى، أبو القاسم الطبرانى (المتوفى: ٣٦٠ ھ)، دار النشر: مكتبة ابن تيمية القاهرة، الطبعة :الثانية، الجزء الثامن، باب الطاء، طلحة بن معاوية السلمى، الصفحة: ٣١١، رقم الحديث:٨١٦٢

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ લિપીયાંતર સાથે :-

**તિબરાનીએ હઝરત તલ્હા ઇબ્ને મઆવીયા સલમી રદીઅલ્લાહો તઆલા અન્હોથી રિવાયત કરી, કે તેઓ ફરમાવે છે, કે :-**

**"અતયતુન-નબીયા-સલ્લલ્લાહો-તઆલા-અલૈહે-વસલ્લમા-ફ-કુલતો-યા-રસૂલલ્લાહે-ઇન્ની-ઉરીદુલ-જેહાદા-ફી-સબીલિલ્લાહે-કાલા-ઉમ્મોકા-હય્યતુન-કુલતો-નઅમ-કાલન-નબીયો-સલ્લલ્લાહો-તઆલા- અલૈહે-વસલ્લમા-અલઝિમ-રિજલહા-ફ-ષમ્મલ- જન્નતા"**

**"હૂં હુઝૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમની ખિદમતમાં હાઝિર થયો અને મૈં અર્ઝ કરી, કે યા રસૂલુલ્લાહ ! હૂં અલ્લાહની રાહમાં જેહાદ કરવાનો ઇરાદો રાખું છું. હુઝૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે મને પૂછ્યું કે શું તારી માઁ હયાત છે ? મૈં અર્ઝ કરી કે હા. આપે ફરમાવ્યું કે તારી માઁ ના કદમોમાં રહીને તેની ખિદમત કર, કેમ કે તારી માઁ ના કદમો જ તારી જન્નત છે."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"અલ-મોઅજમુલ-કબીર"**, (અરબી) સંપાદક :- સુલેમાન બિન અહમદ બિન ઐયૂબ બિન મુતીર લખમી શામી, અબૂલ કાસિમ તિબ્રાની - ઇન્તેકાલ :- સ.હિ. ૩૬૦, પ્રકાશક :- દારૂન-નશ્ર : મક્તબા-ઇબ્ને-તયમિયા - કૈરો (ઇજીપ્ત), આવૃતિ :- બીજી, **જિલ્દ નં. ૮, હદીષ નં. ૮૧૬૨, પેઇજ નં. ૩૧૧**







## હઝરત અવૈશ કર્ની ને માઁ ની સેવા ના કારણે આશિકે રસૂલ નો મરતબો

આશિકે રસૂલ, મખ્દૂમે ઉમ્મતે રસૂલ, **હઝરત ખ્વાજા અવૈસ કરની** રદીઅલ્લાહો તઆલા અન્હો હુઝૂરે અક્દસ તાજદારે મદીના રહેમતે આલમ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમના દીદાર માટે હમેંશા તડપતા હતા. આપ ઇશ્કે રસૂલમાં દીવાના હતા. હુઝૂરના દીદાર માટે પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી દેવા હમેંશા તત્પર રહેતા હતા. પણ આપ જાહેરી દીદાર માટે આવી શક્યા નહીં. તેનું કારણ એ હતું કે આપ પોતાની વાલેદાની સેવા ચાકરીમાં જ રોકાએલા હતા. માઁ ની ખિદમતના કારણે આપ પોતાના મહેબૂબ આકાના દીદાર માટે આવી શક્યા નહીં. પરંતુ માઁ ની ખિદમત અને માઁ ની દુઆના કારણે આપને "આશિકે રસૂલ"નો મરતબો હાસિલ થએલો.

## અંત માં.......

અહીં સુધીનું લખાણ આ'લા હઝરત, ઇમામે એહલે સુન્નત, મુજદ્દિદે દીનો મિલ્લત, **ઇમામ અહમદ રઝા** મુહક્કિક બરેલ્વી અલયહિર્રહમતો વર્રિઝવાન ની નીચે દર્શાવેલી બે (૨) કિતાબોના અનુવાદ રૂપે રજૂ કરેલ છે.

૧. **"શરહિલ-હુકૂક-લે-તર્હિલ-ઉકૂક"** (ઉર્દૂ)
સ.હિ. ૧૩૦૭ માં લખેલી.

૨. **"સૈફુલ-રૈન-અન-અહકામે-મુજાવરતિલ-હરમૈન"** (અરબી)
સ.હિ. ૧૩૦૫ માં લખેલી.

## જરૂરી નોંધ

હવે પછીનું જે લખાણ **"માઁ-બાપ નો મરતબો"** અલગ કિતાબ ના સ્વરૂપે આ કિતાબના વિષયને અનુરૂપ હોય, અલગ કિતાબ સ્વરૂપે આ કિતાબ સાથે સંલગ્ન કરીને બન્ને કિતાબો ઐકી સાથે પ્રકાશન કરી છે.

**"માઁ-બાપ નો મરતબો"** કિતાબ હદીષ શરીફ ની મશહૂર કિતાબો ના સૌજન્ય થી વાંચક-મિત્રો ની વિશેષ જાણકારી ના આશય થી પ્રગટ કરી છે. આશા છે, કે વર્તમાન યુગ ના સ્વછંદી અને તુમાખી ભર્યો સ્વભાવ રાખનારા અમુક મુસ્લિમ યુવકો આ કિતાબો ના વાંચન થી બોધપાઠ ગ્રહણ કરીને પોતાની જન્નત એટલે કે પોતાના માઁ-બાપ ના હક્કો અને મરતબા ની બજવણી, અદાયગી અને જાળવણી પ્રત્યે લક્ષ આપી તેઓની યોગ્ય સેવા ચાકરી અને આવશ્યક બલ્કે અનિવાર્ય ખિદમત અંજામ આપીને અલ્લાહ તઆલા અને તેના પ્યારા મહેબૂબે આઝમ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ની ખૂશનૂદી અને રઝામંદી પ્રાપ્ત કરીને જન્નત ના હકદાર બને, તેવી ખરા અંતકરણ થી દુઆ.

અલ્લાહ તઆલા દરેક મો'મિન ને નેક અમલ ની તૌફીક અર્પે. આમીન

પોરબંદર
તા. ૧૦-૯-૨૦૧૬
શનિવાર
પ્રમાણે :- ૭ ઝિલહિજ્જહ
હિ.સ. ૧૪૩૭

દુઆગો
**અબ્દુસ્સત્તાર હમદાની**
(અનુવાદક)
**"મસ્રૂફ"**
(બરકાતી-નૂરી)







## હવાલા માં રજૂ કરેલી અરબી કિતાબો નું લિસ્ટ

| નં. | કિતાબ નું નામ | લેખક/સંપાદક | ઇન્તેકાલ |
|---|---|---|---|
| ૧ | કુરઆને મજીદ | અલ્લાહ નો મુકદ્દસ કલામ | |
| ૨ | અલ-મોઅજમુલ-અવસત | સુલેમાન બિન અહમદ બિન ઐયૂબ તિબ્રાની | હિ.સ.૩૬૦ |
| ૩ | અલ-એહસાન-ફી-તકરીબે-સહીહ-ઇબ્ને-હબ્બાન | મુહમ્મદ બિન હબ્બાન તમીમી દારમી | હિ.સ.૩૫૪ |
| ૪ | સુનને-ઇબ્ને-માજા-શરીફ | અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ ઇબ્ને માજા | હિ.સ.૨૭૩ |
| ૫ | સુનને-તિર્મિઝી-શરીફ | મુહમ્મદ બિન ઈસા તિર્મિઝી | હિ.સ.૨૭૯ |
| ૬ | અલ-મુસ્તદરક-અલસ-સહીહૈન | અબૂ અબ્દુલ્લાહ અલ-હાકિમ નૈશાપુરી | હિ.સ.૪૦૫ |
| ૭ | અસ્સુન્નત | અબૂ બક્ર બિન અબી હાશિમ શૈબાની | હિ.સ.૨૮૭ |
| ૮ | શોઅબુલ-ઈમાન | અહમદ બિન હુસૈન બિન અલી ખુરાસાની-બયહકી | હિ.સ.૪૫૮ |
| ૯ | અલ-મુસ્નદુસ-સહીહુલ-મુખ્તસર | મુસ્લિમ ઇબ્ને હિજાજ કર્શી નૈશાપુરી | હિ.સ.૨૬૧ |
| ૧૦ | સુનને અબૂ-દાઉદ | અબૂ દાઉદ સુલૈમાન બિન અશઅષ | હિ.સ.૨૭૫ |
| ૧૧ | સહીહુલ-બુખારી-શરીફ | મુહમ્મદ બિન ઇસ્માઈલ બુખારી | હિ.સ.૨૫૬ |
| ૧૨ | મુસ્નદે ઇમામ અહમદ હંબલ | અબૂ અબ્દુલ્લાહ અહમદ બિન મુહમ્મદ હંબલ | હિ.સ.૨૪૧ |
| ૧૩ | કન્ઝુલ-ઉમ્માલ | અલાઉદ્દીન અલી બિન હિસામુદ્દીન બુરહાનપુરી | હિ.સ.૯૭૫ |
| ૧૪ | અલ-ફિરદૌસ-બે-મા'ષૂરિલ-ખિતાબ | શેરવીયાહ બિન શેહઝાદ દૈલમી હમદાની | હિ.સ.૩૬૦ |
| ૧૫ | રદ્દુલ-મોહતાર-અલા-દુર્રે મુખ્તાર | ઇબ્ને આબેદીન મુહમ્મદ અમીન શામી | હિ.સ.૧૨૫૨ |

| | | | |
|---|---|---|---|
| ૧૬ | **અત્તબકાતુલ-કુબ્રા** | મુહમ્મદ ઇબ્ને સઅદ બસરી બગદાદી | હિ.સ.૨૩૦ |
| ૧૭ | **સુનને-દાર-કુતની** | અલી બિન ઉમર બિન અહમદ દારકુત્ની | હિ.સ.૩૮૫ |
| ૧૮ | **નવાદેરૂલ-ઉસૂલ** | મુહમ્મદ બિન અલી હકીમ તિર્મિઝી | હિ.સ.૩૨૦ |
| ૧૯ | **અલ-કામિલ-ફી-દોઅફાઇર-રિજાલ** | અબૂ અહમદ બિન અદી જરજાની | હિ.સ.૩૬૫ |
| ૨૦ | **મુસ્નદ-અબી-યઅલા** | અબૂ યઅલા અહમદ બિન અલી તમીમી | હિ.સ.૩૦૭ |
| ૨૧ | **અલ-અદબુલ-મુફરદ** | મુહમ્મદ ઇબ્ને ઇસ્માઈલ બુખારી | હિ.સ.૨૫૬ |
| ૨૨ | **સહીહ-ઇબ્ને-હબ્બાન** | મુહમ્મદ બિન હબ્બાન તમીમી દારમી | હિ.સ.૩૫૪ |
| ૨૩ | **અત્તરગીબ-વલ-તરહીબ** | ઇસ્માઈલ બિન મુહમ્મદ બિન ફઝલ અસ્બહાની | હિ.સ.૫૩૫ |
| ૨૪ | **અલ-મોઅજમુલ-કબીર** | સુલેમાન બિન અહમદ બિન ઐયૂબ તિબ્રાની | હિ.સ.૩૬૦ |







www.markazahlesunnat.net

**વર્તમાન યુગ માં આધુનિકતા અને પ્રગતી ના કૈફ માં મહાલતી યુવા પેઢી માઁ-બાપ ના મરતબા ની મહાનતા થી સદંતર અજાણ હોય, તેઓની સાથે તોછડાઈ ભર્યું વર્તન કરીને તેઓને દુઃખ પહોંચાડે છે. માટે કુરઆન અને હદીષ ની રોશની માં માઁ-બાપ ના મરતબા ની વિસ્તૃત જાણકારી માટે ની આધારભૂત કિતાબ જેનું વાંચન દરેક યુવાન માટે જરૂરી છે.**

# માઁ - બાપ નો મરતબો

-: લેખક :-

ખલીફએ-મુફ્તીએ આઝમે હિંદ, મુનાઝિરે અહલે સુન્નત, માહિરે રઝવિયાત,

**અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની** "મસ્રૂફ" (બરકાતી - નૂરી) પોરબંદર.

-: પ્રકાશક :-

**મરકઝ અહલે સુન્નત બરકાતે રઝા**

ઇમામ અહમદ રઝા રોડ, મેમન વાડ, પોરબંદર (ગુજરાત)

Website :- www.markazahlesunnat.net

Email :- hamdani78692@gmail.com

Mob :- 9879303557, 9824277786

## અનુક્રમિકા

| નં. | વિષય | પેઇજ |
|---|---|---|
| ૧ | માઁ-બાપ ના મરતબા અંગે ની કુરઆન ની આયત. | |
| ૨ | તફસીરે ખઝાઇનુલ ઇરફાન ના હવાલા થી મસાઇલ. | |
| ૩ | **હદીષ** :- માઁ-બાપ નો ફરમાં બરદાર જહન્નમી નહીં હોય. | |
| ૪ | **હદીષ** :- માઁ-બાપ નો ના-ફરમાન જન્નત ની ખૂશ્બૂ થી પણ વંચિત. | |
| ૫ | **બે (૨) હદીષો** : તેના અનુસંધાને તફસીર નો હવાલો. | |
| ૬ | **હદીષ નં.**:- ૧ - વૃદ્ધ માઁ-બાપ ની સેવા. | |
| ૭ | **હદીષ નં.**:- ૨ - માઁ-બાપ નો ના-ફરમાન મહેરૂમ. કોના થી ? | |
| ૮ | **હદીષ નં.**:- ૩ - માઁ-બાપ ને ગાળ આપવી ભયંકર પાપ છે. | |
| ૯ | **હદીષ નં.**:- ૪ - માઁ-બાપ ની બદ-દુઆ. | |
| ૧૦ | **હદીષ નં.**:- ૫ - માઁ-બાપ ને મહોબ્બત થી જોનાર ને હજ નો સવાબ. | |
| ૧૧ | માઁ-બાપ સાથે સદ-વર્તન. | |
| ૧૨ | **હદીષ નં.**:- ૬ - માઁ-બાપ ની રૂહો વફાત પછી ઔલાદ ને શું કહે છે ? | |
| ૧૩ | **હદીષ નં.**:- ૭ - ઉપરોક્ત વિષય ની અન્ય એક હદીષ. | |
| ૧૪ | વર્તમાન યુગ માં વૃદ્ધ માઁ-બાપ ની અવગણના. | |
| ૧૫ | લક્ષ ને પાત્ર અંતિમ વાત. | |





www.markazahlesunnat.net

# માઁ-બાપ નો મરતબો

**કુરઆન શરીફ માં અલ્લાહ તઆલા ફરમાવે છે કે :-**

”وَ بِالْوَالِدَيْنِ اِحْسَانًاط اِمَّا يَبْلُغَنَّ عِنْدَکَ الْكِبَرَ اَحَدُهُمَا اَوْ
كِلٰهُمَا فَلَا تَقُلْ لَّهُمَا اُفٍّ وَّلَا تَنْهَرْهُمَا وَقُلْ لَّهُمَا قَوْلًا كَرِيْمًا ہ
وَ اخْفِضْ لَهُمَا جَنَاحَ الذُّلِّ مِنَ الرَّحْمَةِ“

**حواله :** پارہ:۱۵،سورۂ بنی اسرائیل،آیت نمبر:۲۳ و ۲۴

**ترجمہ:۔**
’’اورتم اپنے ماں باپ کے ساتھ حسن سلوک کیا کرو اگر تیرے پاس ان میں سے ایک یا دونوں کے دونوں بڑھاپے کو پہنچ جائیں،سو ان کو کبھی ’’ہُوں‘‘ بھی مت کرنا اور نہ ان کو جھڑکنا اور ان سے خوب ادب سے بات کرنا اور ان کے سامنے شفقت سے انکساری کے ساتھ جھکے رہنا۔‘‘ (کنزالایمان)

**▣ ઉપરોક્ત આયત નો ગુજરાતી અનુવાદ અને હવાલો :-**

**અને તમો (પોતાના) માઁ-બાપ ની સાથે સદ વર્તન કરતા રહો. જો તારી સાથે તે બન્ને માં થી એક અથવા બન્ને વૃધ્ધાવસ્થાએ પહોંચે, તો તેઓને કદી ‘હુંકારો’ પણ કરતા નહીં અને તેઓને કદી પણ ધમકાવતા નહીં અને તેઓની સાથે ખૂબ અદબ ની સાથે વાતચીત કરશો અને તેઓની સાથે પ્રેમાળ નમ્રતા પુર્વક વર્તન કરશો. (કન્ઝુલઈમાન)**

**(પારા, ૧૫, સૂરએ બની ઈસરાઈલ, આયત નં. ૨૩ ઔર ૨૪)**

ઉપરોક્ત આયત શરીફ માં અલ્લાહ તબારક વ તઆલા પોતાના બંદાઓને પોતાના માઁ-બાપ ની સાથે સદવર્તન, સમર્થન, સમર્પણ, ન્યોછાવર ભાવના, નમ્રતા, સંયમ, આદર, પ્રેમભાવ અને તેઓને ખૂશ રાખનારા વર્તાવમાં કશી જ કમી કે કચાશ ન રાખવાની શીખ આપી છે.

માઁ-બાપ ના સબંધે આપે **આ'લા હઝરત ની કિતાબ** નો ગુજરાતી અનુવાદ અહીં સુધીના વાંચન માં અવશ્ય વાંચી લીધો છે. હવે આપની સમક્ષ ઉપરોક્ત આયત ના અનુસંધાને **"તફસીરે ખઝાઇનુલ-ઇરફાન"** ના સૌજન્ય થી અમૂક ઝરૂરી મસાઇલ વર્ણન કરવામાં આવે છે. જેના વાંચન થી માઁ-બાપ નો મરતબો કેટલો મહાન છે, તેની સચોટ જાણકારી પ્રાપ્ત થશે.

▣ **"તફસીર ખઝાઇનુલ ઇરફાન"**, મુફસ્સિર :- સદરૂલ અફાઝિલ, હઝરત અલ્લામા **નઈમુદ્દીન મુરાદાબાદી**, પ્રકાશક :- મરકઝે એહલે સુન્નત બરકાતે રઝા, પોરબંદર. **પેઇજ નં. ૪૫૫** માં છે કે :-

★ **"દુનિયા મેં બેહતર સુલૂક ઔર ખિદમત મેં કિત્ના ભી મુબાલેગા કિયા જાએ લૈકિન વાલેંદૈન કે એહસાન કા હક અદા નહીં હો સકતા. ઇસ લિયે બંદો કો ચાહિયે કે બારગાહે ઇલાહી મેં ઉન પર ફઝ્લો રહમત ફરમાને કી દુઆ કરે ઔર અર્ઝ કરે કે યા રબ ! મેરી ખિદમતેં ઉનકે એહસાન કી જઝા નહીં હો સકતીં, તૂ ઉન પર કરમ કર કે ઉન કે એહસાન કા બદલા હો."**

**મસ્અલો :**

**ઇસ આયત સે સાબિત હુવા કે મુસલમાન કે લિયે રહેમત ઔર મગફેરત કી દુઆ જાઇઝ ઔર ઉસે ફાયદા પહોંચાને વાલી હૈ. મુર્દોં કે ઇસાલે સવાબ મેં ભી ઉન કે લિયે દુઆ-એ-રહેમત હોતી હૈ. લેહાઝા ઉસ કે સુબૂત કે લિયે યે આયત અસ્લ હૈ.**







**હદીષ શરીફ :**

**હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇર્શાદ ફરમાતે હૈં કે :-**

**"વાલેંદૈન કા ફરમાં બરદાર જહન્નમી નહીં હોગા ઔર ઉન કા ના-ફરમાન કુછ ભી અમલ કરે, ગિરફ્તારે અઝાબ હોગા."**

**હદીષ શરીફ :**

**હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇર્શાદ ફરમાતે હૈં કે :-**

**"વાલેંદૈન કી ના-ફરમાની સે બચો, ઇસ લિયે કે જન્નત કી ખૂશ્બૂ હઝાર બરસ કી રાહ તક આતી હૈ. ઔર ના-ફરમાન વો ખૂશ્બૂ ન પાએગા."**

-: ગુજરાતી અનુવાદ :-

▣ દુનિયા માં સદ-વર્તાવ અને સેવામાં હદ થી વધીને સેવા કરવામાં આવે, છતાં પણ વાલેંદૈન (માઁ-બાપ) નો હક અદા નથી થઈ શકતો. જેથી બંદા માટે ઝરૂરી છે બારગાહે ઇલાહી માં તેઓ (માઁ-બાપ) ઉપર ફઝલો કરમ ફરમાવવા ની દુઆ કરે અને અર્ઝ કરે કે **યા રબ !** મારી ખિદમતો તેઓના ઉપકાર નો બદલો નથી થઈ શકતી, માટે તૂં તેઓની ઉપર કૃપા કરીને તેઓના ઉપકાર નો બદલો અર્પણ ફરમાવ.

**મસ્અલો :-**

આ આયત થી પુરવાર થયું કે મુસલમાન માટે રહેમત અને મગફેરત ની દુઆ કરવી જાઇઝ અને તેને ફાયદો પહોંચાડનારી છે. મુર્દાઓ ના ઈસાલે સવાબ માં પણ મુર્દાઓ માટે દુઆ-એ-રહેમત જ હોય છે. માટે મુર્દાઓ ને સવાબ બક્ષવો યોગ્ય હોવા માટે આ આયત આધારભૂત પુરાવો છે.

**હદીષ શરીફ :**

**હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇર્શાદ ફરમાવે છે કે :-

"માઁ-બાપ નો ફરમાઁ-બરદાર કદી જહન્નમી નહીં થશે અને માઁ-બાપ નો ના-ફરમાન ગમે તેટલા નેક અમલ કરે, અઝાબ માં જ સપડાશે."

**હદીષ શરીફ :**

**હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇર્શાદ ફરમાવે છે કે :-

"માઁ-બાપ ની ના-ફરમાની સે બચો, એટલા માટે કે જન્નત ની ખૂશ્બૂ હઝાર (૧૦૦૦) વર્ષ ના માર્ગ ના અંતરે થી આવે છે અને માઁ-બાપ નો ના-ફરમાન તે ખૂશ્બૂ સૂંઘી નહીં શકે."

▣ **"તફસીરે નઈમી"**, મુફસ્સિર :- હઝરત મુફ્તી અહમદ યાર ખાં સાહબ નઈમી, પ્રકાશક :- ઝિયાઉલ કુરઆન પબ્લીકેશન, લાહૌર (પાકિસ્તાન) **જિલ્દ નં. ૧૫, પેઇજ નં. ૧૩૮** માં છે કે :-

**★ "ઇશારા ફરમાયા જા રહા હૈ કે એ ઇન્સાન ! તૂં અપની અકલ, ફિક્ર, ઇઝ્ઝત કે ઝરીએ કિત્ના હી ઊંચા પરવાઝ કર જાએ, બાદશાહ, વઝીર યા રઈશ બન જાએ, મગર વાલેદૈન કે લિયે ઐસી આજઝી કે સરદારી કી ટોપી, બાદશાહી કા તાજ ઉન કે કદમોં મેં રખ દે."**

**-: ગુજરાતી અનુવાદ :-**

▣ "સંકેત કરવામાં આવી રહ્યો છે, કે એ ઇન્સાન ! તૂં તારી બુદ્ધી, ચિંતન અને પ્રતિષ્ઠા દ્વારા ગમે તેવા ઉચ્ચ સ્થાને પહોંચી જઈને રાજા, વઝીર અથવા ગર્ભ શ્રીમંત બની જાય, તો પણ માઁ-બાપ માટે એવી નમ્રતાની વર્તણુક કર કે તારી સરદારી ની ટોપી અને તારી બાદશાહી નો તાજ તેઓના ચરણો માં ધરી દે."







તફસીર ના ઉપરોક્ત હવાલા દ્વારા એવી શિખામણ આપવામાં આવી રહી છે, કે એ ઇન્સાન ! તૂં બુદ્ધી કૌશલ્ય, ઊંડા ચિંતન અને મનન, અભ્યાસ અને સંઘર્ષ દ્વારા રાજા, વઝીર, મંત્રી કે નગર શેઠ બની જાય અને માન-મોભા ના ઉચ્ચ શિખરે પહોંચી જાય, તો પણ તારા માઁ-બાપ ની સમક્ષ તારી નમ્રતા એવી હોવી જોઇએ કે તારી મહાનતા અને સરદારી ની ટોપી બલ્કે તારી બાદશાહી નો તાજ તારા માઁ-બાપ ના ચરણો માં ધરી દઈને તેઓની સમક્ષ તારી આજઝી અને નમ્રતા વ્યક્ત કર.

**પણ અફસોસ !** કે વર્તમાન યુગ માં અમુક એવા લોકો પણ જોવા મળે છે, કે ભણી-ગણી ને ગ્રેજ્યુએટ ની પદવી કે આલિમ ની ડિગ્રી અથવા રાજકિય કે સામાજિક હોદ્દો અથવા વેપાર-ધંધા માં સફળતાના શિખરો સર કરીને અઢળક સંપતિ પ્રાપ્ત થતાં જ સંતાનોં ની બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે. હોંશિયારી નો એવો ફાંકો આવી જાય છે, કે અભિમાન અને ઘમંડ ના અહંકાર ના નશા માં માઁ-બાપ ની મર્યાદા વિસરી જાય છે, બલ્કે પોતાના માઁ-બાપ ને પોતાના થી નિમ્ન અને ઉતરતી કક્ષા ના સમઝે છે. માઁ-બાપ ની મર્યાદા ચુકી જાય છે. તેઓનું આદર-સન્માન કરવું તો એક તરફ રહ્યું ઉલ્ટાનું પોતાને સન્માન ને પાત્ર સમઝીને તેઓ થી પોતાનો આદર કરાવે છે. માઁ-બાપ થી ઊંચા સ્થાને બેસે છે, તેઓની સેવા કરવાના બદલે તેઓથી પોતાની સેવા કરાવે છે. માઁ-બાપ ને એવા પ્રભાવિત બલ્કે મજબૂર બનાવી દે છે, કે તેઓ તેને માનસુચક સંબોધન થી વાર્તાલાપ કરે છે અને તે નિષ્ઠુર મન માં હરખાય છે, કે મારો બાપ પણ મને માન ભર્યા સ્વરે સંબોધન કરે છે.

માઁ-બાપ ના ઔલાદ ઉપર શું શું હકો છે ? તેની વિસ્તૃત છણાવટ સંલગ્ન પ્રથમ કિતાબ **"માઁ-બાપ ના હક્કો"** વાંચક મિત્રોએ વાંચી જ લીધી છે. અહીં અમુક વિશેષ હદીષો રજૂ છે. જેનું વાંચન પણ વાંચક મિત્રોને અવશ્ય લાભદાયક પુરવાર થશે.

## હદીષ નં. ૧

# વૃદ્ધ માઁ-બાપ ની સેવા

ઘરડા માઁ-બાપ ની ખિદમત કરવાની હદીષો માં સૂચના, પ્રેરણા અને આદેશ આપવામાં આવ્યો છે. માઁ-બાપ વૃદ્ધ થાય એટલે તેઓના શરીર અશક્તિમાન, નબળા, દુબળા બની જાય છે. તેઓના શરીર માં થી રોગ પ્રતિકાર શક્તિ ક્ષીણ થઈ જાય છે. પરિણામે તેઓ અવાર-નવાર બિમાર પડતા હોય છે. તેવા બિમાર માઁ-બાપ ને સમયસર યોગ્ય તબીબી સારવાર આપવામાં ઘણા યુવાન પુત્રો ઉપેક્ષા ભર્યું વર્તન દાખવે છે. બિમારી માં દર્દ અને દુખાવા થી કણસતા માઁ-બાપ ને તરત જ હોસ્પિટલ લઈ જવાના બદલે આજ ના યુગ ના કઃપુતો આળસ અને ઢીલ કરે છે. દીકરા ઉપર જ નિર્ભર માતા-પિતા મન માં બધુ જ સમઝે છે, પણ મુખે થી "ઉફ" નથી ઉચ્ચારતા. સબ્ર અને સંયમ જાળવીને મુંગા મોઢે દિકરા ની ઉપેક્ષા અને અવગણના સહન કરે છે. મુખે થી ફરિયાદ નો એક પણ શબ્દ ઉચ્ચાર્યા વગર દુઃખ-દર્દ સહે છે. અત્રે રજૂ હદીષ બોધપાઠ ગ્રહણ કરવા માટે આવકાર્ય છે.

حَدَّثَنَا زُهَيْرُ بْنُ حَرْبٍ، حَدَّثَنَا جَرِيرٌ، عَنْ سُهَيْلٍ، عَنْ أَبِيهِ، عَنْ أَبِي هُرَيْرَةَ، قَالَ: قَالَ رَسُولُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: رَغِمَ أَنْفُهُ، ثُمَّ رَغِمَ أَنْفُهُ، ثُمَّ رَغِمَ أَنْفُهُ قِيلَ: مَنْ؟ يَا رَسُولَ اللهِ قَالَ: مَنْ أَدْرَكَ وَالِدَيْهِ عِنْدَ الْكِبَرِ، أَحَدَهُمَا أَوْ كِلَيْهِمَا، ثُمَّ لَمْ يَدْخُلِ الْجَنَّةَ







**حواله :**

"المسند الصحيح المختصر بنقل العدل عن العدل إلى رسول الله صلى الله عليه وسلم"، المؤلف: مسلم بن الحجاج أبو الحسن القشيرى النيسابورى (المتوفى: ٢٦١ه)، المحقق: محمد فؤاد عبد الباقى، الناشر: دار إحياء التراث العربى بيروت، الجزء الرابع، كتاب البر والصلة والآداب، بَابُ رَغِمَ أَنْفُ مَنْ أَدْرَكَ أَبَوَيْهِ أَوْ أَحَدَهُمَا عِنْدَ الْكِبَرِ، فَلَمْ يَدْخُلِ الْجَنَّةَ، الصفحة: ١٩٧٨ ه، رقم الحديث: ٢٥٥١

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ અને લિપીયાંતર :-

**મુસ્લિમ શરીફ, જિલ્દ-૨, પેજ નં. ૩૧૪ તથા મિસ્કાત શરીફ પેજ નં. ૪૧૮ માં હઝરત અબૂ હુરૈરા રદીઅલ્લાહો તઆલા અન્હોથી રિવાયત છે, કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે કે :-**

**"રગેમા-અન્ફોહુ-સુમ્મા-રગેમા-અન્ફોહુ-સુમ્મા-રગેમા-અન્ફોહુ-કીલા-મન-યા-રસૂલલ્લાહે-કાલા-મન-અદરકા-વાલેદયહે-ઇન્દલ-કબરે-અહદોહુમા-અવ-કિલાહુમા-ષુમ્મા-લમ-યદખુલિલ-જન્નતા"**

**"ધૂળ માં રગદોળાય તેની નાક, ખાક આલૂદ થાય તેની નાક, ધૂળવાળી થાય તેની નાક, સહાબાએ કિરામે અર્ઝ કરી કે યા રસૂલુલ્લાહ કોની ? આપે ફરમાવ્યું તેની કે જેણે પોતાના માઁ-બાપ અથવા બન્નેમાંથી એકને વૃદ્ધાવસ્થામાં મેળવ્યા અને જન્નતી ન થયો."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"અલ-મુસ્નદુસ-સહીહુલ-મુખ્તસર-બે-નકલિલ-અદલે-અનિલ-અદલે-ઇલા-રસૂલિલ્લાહે" (અલ-મુસ્નદુસ-સહીહ)**- સંપાદક :- ઇમામ મુસ્લિમ બિન હિજાજ, અબૂલ હસન કશીરી નૈશાપૂરી, ઇન્તેકાલ :- સ.હિ. ૨૬૧, પ્રકાશક :- દાર-એહયાઇત-તુરાષુલ-અરબી-બૈરૂત (લેબનાન) **જિલ્દ નં. ૪, હદીષ નં. ૨૫૫૧, પેઇજ નં. ૧૯૭૮**

ઉપરોક્ત હદીષનો ભાવાર્થ એ છે, કે જે શખ્સ પોતાના વૃદ્ધ માઁ-બાપની સેવા ચાકરી ન કરે અને તેઓને નારાઝ કરે અને તેઓની દુઆ ન મેળવે, તે શખ્સ જન્નતી નથી. માટે બુઠ્ઠા માઁ-બાપની ખૂબજ સેવા ચાકરી કરીને તેઓની દુઆ લઈને જન્નતના હકદાર બની જવું જોઈએં, જે લોકો પોતાના વૃદ્ધ માઁ-બાપની ઉપેક્ષા કરીને તેઓને ધુતકારે છે, ધમકાવે છે, તેઓની જરૂરતો પૂરી નથી પાડતા અને તેઓની ખિદમત કરવામાં ક્ષોભ અનુભવે છે, તે લોકો આ હદીષથી બોધપાઠ મેળવે.

## હદીષ નં. ૨

### "માઁ-બાપ નો ના-ફરમાન જન્નત ની ખૂશ્બૂ સૂંઘવા થી પણ વંચિત રહેશે."

إيـاكم وعقوق الوالدين ! فـإن الـجنة يوجد ريحها من مسيرة ألف عام ولا يجد ريحها عاق

**حواله :**

"كـنز العمال فى سنن الأقوال والأفعال" ، المؤلف: علاء الدين على بـن حســام الـديـن ابـن قــاضـى خــان القــادرى الشــاذلى الهندى البـرهـانـفورى ثم المدنى فالمكى الشهير بالمتقى الهندى (المتوفى: ٩٧٥ه)، المحقق: بـكـرى حيـانـى ـ صفوة السقا، الناشر: مؤسسة الـرســالة، الطبعة: الـطبـعة الـخـامسة، ١٤٠١ هـ ــ١٩٨١م، الجزء الســادس عشـر، الفصل الرابع فى الترهيب الرباعى، الصفحة: ٧٧، رقم الحديث: ٤٤٠٠٠

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ અને લિપીયાંતર :-

**તફસીરે મદારિક, જિલ્દ બીજી, પેજ નં. ૩૧૨ ઉપર હઝરત અબૂ હુરૈરા રદીઅલ્લાહો તઆલા અન્હોથી**





www.markazahlesunnat.net

**રિવાયત કરેલી એક હદીષ લખેલી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે કે :-**

**"ઇય્યાકુમ-વ-ઉકુકલ-વાલિદયને-ફ-ઇન્નલ-જન્નતા-યૂજદો-રીહોહા-મિમ-મસીરતે-અલફે-આમિંવ-વલા-યજેદો-આકકુન"**

**"માઁ-બાપની ના-ફરમાની થી બચો. કેમ કે જન્નતની ખૂશ્બૂ હજાર વરસના માર્ગ સુધી આવે છે અને જે માઁ-બાપનો ના-ફરમાન છે, તેને તે ખૂશ્બૂ સૂંઘવા નહીં મળે."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"કન્ઝુલ-ઉમ્માલ-ફી-સુનને-અકવાલો-અફઆલ"** (અરબી), સંપાદકઃ- અલાઉદ્દીન અલી બિન હિસામુદ્દીન સાઝલી, બુરહાનપુરી ઇન્તેકાલ સ.હિ. ૯૭૫, પ્રકાશક :- અલ-મુઅસસતુર-રિસાલા, બૈરૂત (લેબનાન), આવૃતિઃ- પાંચમી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૦૧, પ્રમાણે :- ઇ.સ. ૧૯૮૧, **જિલ્દ નં. ૧૭, ફસ્લ નં. ૪, હદીષ નં. ૪૪૦૦૦, પેઇજ નં. ૭૭**

ઉપરોક્ત હદીષથી એ વાત પુરવાર થઈ કે જે શખ્સ માઁ-બાપનો ના-ફરમાન છે. તે જન્નત થી એક હઝાર (૧૦૦૦) વર્ષ ના અંતર ના રસ્તા જેટલો દૂર થઈ જશે. જ્યાં તેને જન્નત ની ખૂશ્બૂ પણ નહીં મળે. જેથી પુરવાર થયું કે જેઓ માઁ-બાપનું કહ્યું નથી માનતા અને માઁ-બાપ ની ના-ફરમાની કરે છે, તેઓ જન્નત તો શું ? બલ્કે જન્નત ની ખૂશ્બૂ પણ નહીં મેળવી શકે.

જો માણસ માં લેશમાત્ર પણ શર્મ અને ઉપકાર નો બદલો ચુકવવાની ભાવના હશે, તો તે કદી પણ પોતાના માઁ-બાપ ની ઉપેક્ષા નહીં કરે. આજે તો પરિસ્થિતી એ છે, કે માઁ-બાપ વૃદ્ધાવસ્થા માં આવે, એટલે તેઓની ઉપેક્ષા શરૂ થઈ જાય. ફિલ્મો અને T.V. ની સિરીયલો જોઈ જોઈ ને યુવા પેઢી એટલી હદે ફાટી ને ધુમાડે ગઈ છે, કે માઁ-બાપ નો આદર અને સન્માન કરવામાં ક્ષોભ

અનુભવે છે. ઉલ્ટાનું તેઓની માનહાની થાય તેવું વર્તન કરે છે. બાપ ને **'ડોસો'** અને માઁ ને **'ડોસી'** કહીને સંબોધે છે. આવા તુમાખી ભર્યા વર્તન અને સ્વછંદી વાણી-વિલાસ નું મુખ્ય કારણ એ છે આજ નો યુવાન ઇસ્લામી શિક્ષણ થી અતિ દૂર થઈ ગયો છે. તેને એ વાત ની ખબર જ નથી, કે કુરઆન અને હદીષ માં માઁ-બાપ ની સેવા, ચાકરી, ખિદમત, તા'ઝીમ, અદબ, આદર, માન, સન્માન, તેઓ ની સાથે ના નેક વર્તન, લાગણી, પ્રેમ, વિવેકી વર્તાવ, તેઓનો મહાન મરતબો, દરજ્જો, મોભો, ગૌરવ, પ્રતિષ્ઠતા, મહિમા, મહાનતા, તેઓની તાબેદારી અને તેઓ પ્રત્યેની આધીનતા, અંગેના શું હુક્મો અને આદેશો છે, તેની ખબર કે જાણકારી નથી.

## હદીષ નં. ૩

## માઁ-બાપ ને ગાળ આપવી મહા અને ભયંકર પાપ છે.

حَدَّثَنَا قُتَيْبَةُ، قَالَ: حَدَّثَنَا اللَّيْثُ بْنُ سَعْدٍ، عَنِ ابْنِ الهَادِ، عَنْ سَعْدِ بْنِ إِبْرَاهِيمَ، عَنْ حُمَيْدِ بْنِ عَبْدِ الرَّحْمَنِ، عَنْ عَبْدِ اللهِ بْنِ عَمْرٍو قَالَ:قَالَ رَسُولُ اللهِ صَلَّى اللَّهُ عَلَيْهِ وَسَلَّمَ: مِنَ الكَبَائِرِ أَنْ يَشْتُمَ الرَّجُلُ وَالِدَيْهِ قَالُوا: يَا رَسُولَ اللهِ، وَهَلْ يَشْتُمُ الرَّجُلُ وَالِدَيْهِ؟ قَالَ: نَعَمْ، يَسُبُّ أَبَا الرَّجُلِ فَيَشْتُمُ أَبَاهُ وَيَشْتُمُ أُمَّهُ فَيَسُبُّ أُمَّهُ.هَذَا حَدِيثٌ صَحِيحٌ.

**حواله :**

"سنن الترمذی"، المؤلف: محمد بن عیسی بن سَوْرة بن موسی بن الضحاك، الترمذی، أبو عیسی (المتوفی:٢٧٩ ھ)، الناشر: شركة مكتبة ومطبعة مصطفی البابی الحلبی مصر، الطبعة :الثانية، ١٣٩٥ ھ ـ ١٩٧٥م، الجزء الثالث، أبواب البر والصلة، باب ما جاء فی عقوق الوالدین، الصفحة:٣٧٦، رقم الحديث: ١٩٠٢







▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ અને લિપીયાંતર :-

**બુખારી શરીફ, મુસ્લિમ શરીફ, તિરમિઝી શરીફ જિલ્દ-૨, પેજ નં. ૧૨ તથા મિશ્કાત શરીફ, પેજ નં. ૪૧૯માં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદીઅલ્લાહો અન્હોથી રિવાયત છે, કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે કે :-**

**"મિનલ-કબાઇરે-અંય-યશતુમર-રજુલો-વાલેદયહે-કાલૂ-યા-રસૂલલ્લાહે-વ-હલ-યશતુમુર-રજુલો-વાલેદયહે-કાલા-નઅમ-યસુબ્બો-અબર-રજૂલે-ફ-યસુબ્બુ-અબાહુ-વ-યશતુમુ-ઉમ્મહુ-ફ- યશતુમુ-ઉમ્મહુ"**

**"પોતાના માઁ-બાપને કોઈ શખ્સ ગાળ આપે તે બહુજ મોટો ગુનાહ છે. સહાબાએ કિરામે અર્ઝ કરી કે યા રસૂલુલ્લાહ! શું કોઈ પોતાના માઁ-બાપને ખૂદ પોતે ગાળ આપે છે ? હુઝૂર સલ્લલ્લાહો અલયહે વસલ્લમે ફરમાવ્યું કે હા, જ્યારે તે કોઈના માઁ-બાપને ગાળ આપે અને જવાબમાં તે શખ્સ તેના માઁ-બાપને ગાળ આપે તો જાણે તેણે ખૂદે જ પોતાના માઁ-બાપને ગાળ આપી."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"સુનને-તિર્મિઝી"** (અરબી) સંપાદક :- મુહમ્મદ બિન ઈસા તિર્મિઝી, ઇન્તેકાલ સ.હિ. ૨૭૯, પ્રકાશક :- શિરકતે-મક્તબે-વ-મતબએ-મુસ્તફા-અલ-બાબી-હલબી - કૈરો (ઇજીપ્ત), આવૃતિ:- બીજી, પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૧૯૭૫, પ્રમાણે :- સ.હિ. ૧૩૯૫, **જિલ્દ નં. ૩**, બાબ મા-જાઆ-ફી-ઉકૂકિલ-વાલેદૈન - **હદીષ નં. ૧૯૦૨, પેઇજ નં. ૩૭૬**

આ હદીષથી જાણવા મળ્યું કે કોઈના માઁ-બાપને કદાપી ગાળ ન આપવી જોઈએ. જો કોઈના માઁ-બાપને ગાળ કાઢવાથી તે આપણા માઁ-બાપને ગાળ આપે, તો તેની જવાબદારી આપણીજ

ગણાશે. અને આપણે પોતેજ આપણા માઁ-બાપને ગાળ કાઢી ગણાશે. જો કોઈના માઁ-બાપને આપણે ગાળ ન કાઢીએં, તો આપણા માઁ-બાપને પણ કોઈ ગાળ નહીં આપે. માટે કોઈના માઁ-બાને ગાળ આપીને આપણા માઁ-બાપને ગાળ આપવાથી બચવું જોઈએં, કેમ કે તે બહુજ મોટો ગુનોહ છે.

વિશેષ માં ઉપરોક્ત હદીષ માં અન્ય કોઈના માઁ-બાપ ને ગાળ કાઢવાની મનાઈ એટલા માટે કરવામાં આવી છે, કે જેના માઁ-બાપ ને તમોએ ગાળ કાઢી છે, તે તમારી ગાળ નો જવાબ ગાળ થી આપે અને તમારા માઁ-બાપ ને ગાળ આપે, તો તમારા માઁ-બાપ ને તમોએ જ આડકતરી રીતે ગાળ આપી છે. કેમકે તમારા માઁ-બાપ ને ગાળ આપવા માટે તમો જ નિમિત્ત અને કારણ બન્યા છો. જો તમોએ તેના માઁ-બાપ ને ગાળ ન આપી હોત, તો તે તમારા માઁ-બાપ ને ગાળ ન આપી હોત. તમોએ તેના માઁ-બાપ ને ગાળ આપીને આડકતરી રીતે તમોએ તમારા માઁ-બાપ ને જ ગાળ આપી છે.

પણ આજ ના યુગ માં પોતાને અતિ મોર્ડન અને સાંસ્કૃતિક સમાજ ના સમજનારા અમુક છેલબટાઉ અને વંઠેલા યુવાનો માઁ-બાપ ને પ્રત્યક્ષ ગાળ આપતા હોય છે. નિઃસહાય અને નિરાધાર માઁ-બાપ પોતાના કઃપુત દિકરા નું અમાનુષી વર્તન સહન કરીને કંઈ બોલતા ભલે નથી, પણ અંતર થી તેઓનું કાળજું કપાતું હોય છે. દુખી મન ના નિર્બળ માઁ-બાપ નિસાસો નાખીને ભલે ખામોશ રહેતા હોય છે, પણ દુઃખી દિલ થી **'બદ-દુઆ'** જરૂર નિકળી જાય છે અને દિકરા ના હક માં માઁ-બાપે કરેલી દુઆ બારગાહે ઇલાહી માં જરૂર કબૂલ થાય છે.

બલ્કે આ ધરતી ઉપર અમુક એવા નિષ્ઠુર કઃપુતો પણ છે કે જેઓ પોતાના સગા બાપ ઉપર હાથ ઉપાડે છે અને મારે છે. ઉપરાંત, અમુક એવા પણ છે, કે જે પોતાની જનેતા માઁ ને મારઝુડ કરે છે, આવા કઃપૂતો માઁ-બાપ ની બદ દુઆ ના કારણે ટૂંક સમય માં જ તબાહ અને બરબાદ થઈ જાય છે.







## હદીષ નં. ૪

## "માઁ-બાપ ની બદ-દુઆ"

حَدَّثَنَا عَلِیُّ بْنُ حُجْرٍ، قَالَ: أَخْبَرَنَا إِسْمَاعِيلُ بْنُ إِبْرَاهِيمَ، عَنْ هِشَامٍ الدَّسْتُوَائِیِّ، عَنْ يَحْيَى بْنِ أَبِی كَثِيرٍ، عَنْ أَبِی جَعْفَرٍ، عَنْ أَبِی هُرَيْرَةَ قَالَ: قَالَ رَسُولُ اللهِ صَلَّى اللَّهُ عَلَيْهِ وَسَلَّمَ: ثَلاَثُ دَعَوَاتٍ مُسْتَجَابَاتٌ لاَ شَکَّ فِيهِنَّ: دَعْوَةُ الْمَظْلُومِ، وَدَعْوَةُ الْمُسَافِرِ، وَدَعْوَةُ الْوَالِدِ عَلَى وَلَدِهِ.

**حواله :**

"سنن الترمذی"، المؤلف: محمد بن عيسى بن سَوْرة بن موسى بن الضحاك، الترمذی، أبو عيسى (المتوفى: ٢٧٩ ھ)، الناشر: شركة مكتبة ومطبعة مصطفى البابى الحلبى مصر، الطبعة: الثانية، ١٣٩٥ ھ ـ ١٩٧٥م، الجزء الثالث، أبواب البر والصلة، باب ما جاء فی دعوة الوالدين، الصفحة: ٣٧٨، رقم الحديث: ١٩٠٥

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ અને લિપીયાંતર :-

**તિરમિઝી શરીફ, જિલ્દ બીજી, પેજ નં. ૧૩ હઝરત અબૂ હુરૈરા રદીઅલ્લાહો તઆલા અન્હોથી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઇરશાદ ફરમાવે છે કે :-**

**"ષલાષો-દઅવાતિન-મુસ્તજાબતુન-લા-શક્કા-ફી-હિન્ના-દઅ્વતુલ-મઝલૂમે-વ-દઅ્વતુલ-મુસાફેરે-વ-દઅ્વતુલ-વાલેદે-અલા-વલદેહિ"**

**"ત્રણ દુઆઓ એવી છે કે જેના કબૂલ થવામાં કોઈ શંકા નથી. (૧) મઝ્લૂમની દુઆ (૨) મુસાફિરની દુઆ અને (૩) બાપની પોતાના બેટા માટે બદ દુઆ."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"સુનને-તિર્મિઝી"** (અરબી) સંપાદક :- મુહમ્મદ બિન ઈસા બિન સવરહ બિન મૂસા બિન દેહાક અબૂ ઈસા તિર્મિઝી, ઇન્તેકાલ સ.હિ. ૨૭૯, પ્રકાશક :- શિરકતુલ-મક્તબા-વ-મતબઆ-મુસ્તફા-અલ-બાબી-અલ-હલબી - કૈરો (ઇજીપ્ત), આવૃતિઃ- બીજી, પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૧૯૭૫, પ્રમાણે :- સ.હિ. ૧૩૯૫, **જિલ્દ નં. ૩, હદીષ નં. ૧૯૦૫, પેઇજ નં. ૩૭૮**

ઉપરોક્ત હદીષમાં એ કહેવામાં આવ્યું છે, કે જો બાપ તેના બેટા માટે બદ-દુઆ કરશે તો તે ચોક્કસ કબૂલ થઈ જશે. માટે ઔલાદે એવા કામોથી બચવુ જોઈએં, કે જેનાથી તેનો બાપ નારાઝ થાય અને તેને નાછુટકે પોતાના દિકરા માટે બદ દુઆ કરવી પડે અને બાપે પણ બને ત્યાં સુધી દિકરા માટે બદદુઆ ન કરવી જોઈએં, કેમ કે તેની બદ દુઆ કબૂલ થઈ જશે અને તેના દિકરા ઉપર આફત આવશે અને પછી તેને પસ્તાવું પડશે.

ઘણા નિર્દય અને નાફરમાન લોકો પોતાના ઘરડા માઁ-બાપની નિર્બળતા અને મજબૂરીના કારણે તેઓની સાથે અમાનુષી વર્તન કરે છે અને એવું વિચારે છે, કે તેઓ મારૂં કંઇ પણ નહીં બગાડી શકે, પણ આ હદીષથી સાબિત થયું કે જો બાપ દિકરાથી નારાઝ થઈ જશે અને દિકરા માટે બદદુઆ કરી દેશે તો તે તબાહ અને બરબાદ થઈ જશે. માઁ-બાપની સાથે અમાનુષી વર્તન કરી તેઓની બદદુઆ લેનારાઓ આ હદીષથી બોધપાઠ મેળવે.







## હદીષ નં. ૫

# માઁ-બાપ ને મહોબ્બત ની દ્રષ્ટિ થી જોનાર ને હજ નો સવાબ

## દરરોજ સો (૧૦૦) વખત જુએ, તો દરરોજ સો (૧૦૦) હજનો સવાબ.

એક સંયુક્ત કુટુંબ માં ચાર (૪) થી પાંચ (૫) ભાઇઓ હોય અને જ્યારે તે બધા અલગ અલગ રહેવા જાય છે. ત્યારે માઁ-બાપ ને કોણ પોતાની સાથે રાખશે ? તે પ્રશ્ન મહત્વનો હોય છે. જોરૂ ના ગુલામ અને બાયડી ના ચમચાઓ જ્યારે ભાગ પાડવાની સમજૂતી માટે નિશ્ચિત કરેલા સમયે એકઠા થાય છે, ત્યારે મિટિંગ માં હાજર થવા પહેલાં પોતાની પત્નિથી સલાહ મશ્વરો કરે છે. હોમ મિનિસ્ટરે ચોખ્ખા અને કડક શબ્દો માં સૂચના આપી હોય છે, કે ડોસા અને ડોસીને આપણી સાથે રાખવાની મુર્ખાઈ કરતા નહીં. ક્યાંક હરખપદુડા થઈને તમારા ડોસા-ડોસી ની લપ આપણા ઘરે લઈ આવતા નહીં. બન્ને ને સાચવશે કોણ ? તમારે તો સવારે નાસ્તો કરીને કોગળો બહાર કરવો હોય છે. સવાર માં ઘરે થી નિકળીને તમારા ધંધા અને નોકરી થી પરવારી ને છેક રાત્રે ઘરે ડોકાવો છો. આખો દિવસ આ બલા ને મારે સાચવવી પડશે. ઘરકામ, છોકરાઓ ની સ્કુલ ની તૈયારી, વગેરે કામો માં એક પળ ની નવરાશ નહીં હોય અને તમારા ડોસા અને ડોસીની આખો દિવસ ફરમાઇશો ચાલુ રહેશે, વહુબેટા ! એક કપ ચા બનાવી આપજે, નહાવાનું પાણી ગરમ કરી આપજે, થુકદાની આપજે, બાકસ આપજે બીડી સળગાવવી છે, મારી દવા અને પાણી આપજે, વગેરે વગેરે શાહી ફરમાનો છૂટવાનું ચાલુ જ રહેશે. હૂં મારા કામ-

કાજ માં થી નવરી નથી પડતી, તો આ બે (૨) **'ડોસલાઓ'** ને કેમ સાચવીશ.

ખૈર ! બધા ભાઇઓ અલગ થવા અને ભાગ પાડવા ની ચર્ચા-વિચારણા માટે ભેગા થાય છે, ત્યારે દરેક ભાઈ એવું જ ઇચ્છતો હોય છે કે મમ્મી-પપ્પા ને સાચવવાની મારા સિરે જવાબદારી ન આવે તો સારૂં. મિટિંગ માં જો વડીલ ની હૈસિયત થી 'બાપા' બેઠા હોય, તો દરેક ભાઈ બાપ ના ચહેરા ને ધૃણા અને નફરત ની નઝર થી જ જોતો હોય અને મન માં એવું વિચારતો હોય કે બાપા મારા ભાગ માં ન આવે તો સારૂં. ઘરવાળી એ કડક શબ્દોમાં મનાઈ કરી છે અને જો આ બન્ને ને ઘરે લઈ જઇશ, તો 'મેડમ' તાડુકી ઉઠશે. મિજાઝ સાતમા આસ્માને જશે. રોષ નો જવાળામુખી ફાટી નિકળશે અને પરિણામે મારૂં દામ્પત્ય જીવન ખંડિત થઈ જશે.

જો તે બધા ભાઈઓ ને ઇસ્લામ ના ઉચ્ચ આદર્શો અને દીન નું શિક્ષણ અને તેની જાણકારી હોત કે ઇસ્લામ માં માઁ-બાપ ને ઘણી જ અગત્યતા અને મહત્વ આપવામાં આવ્યું છે. ત્યાં સુધી કે માઁ-બાપ ના ચહેરા ને પ્રેમ ભરી દ્રષ્ટિ થી જોવામાં એક હજ નો સવાબ છે. તો દરેક ભાઈ માઁ-બાપ ને પોતાના ઘરે રાખવાનો જ આગ્રહ બલ્કે પડાપડી કરત.

પણ અફસોસ ! આજ ના યુગ માં માઁ-બાપ ના મહાન મરતબા અને તેઓની સેવા-ચાકરી ની કોઇને નથી પડી. આજે તો ઘરવાળી ના નાઝ-નખરા અને તેણીના રાજીપાની જ પડી છે. મેડમ નારાજ ન થવી જોઈએ.

ઉપરાંત, પડોશ માં રહેતા વેપારી મિત્ર સહ-પરિવાર 'ઉમરા' (બલ્કે ઉમરા પીકનીક) કરી આવ્યા છે અને તેની પત્નિ સાથે મારી રાણીને અણબનાવ છે એટલે રાણી સાહેબાએ જીદ પકડી છે કે આ વર્ષે આપણે 'હજ' અને 'ઉમરા' ની ટૂર ઉપર ગમે તે ભોગે જવું જ છે. વીથ ફેમીલી હજ અને ઉમરા ની ટૂર ઉપર જઇશું તો આ બન્ને 'ડોસાઓ' ને કોણ ખવડાવશે-પીવડાવશે ને સાચવશે ?





www.markazahlesunnat.net

અરે ! તારા માં સહેજ માત્ર પણ મઝહબ ની જાણકારી હોત તો ઘરવાળી ને રાજી કરવા એક હજ નો સવાબ કમાવવા હઝારો k.m. નો મક્કા-મદીના નો પ્રવાસ ન ખેડત. ફર્ઝ હજ તો ચાર (૪) વર્ષ પહેલાં તૂં સહ-પરિવાર અદા કરી આવ્યો છે. હવે ફક્ત એક હજ ના સવાબ માટે આવો લાંબો પ્રવાસ ખેડી રહ્યો છે? અરે ! ફક્ત એક નફલ હજ ના સવાબ માટે એક મહીનો પ્રવાસ નો કષ્ટ વેઠીશ. ઘરવાળી રાજી ના રેડ. પડોશણ ની સાથે હવે શાબ્દિક યુદ્ધ નો મસાલો મળી ગયો. હૂં પણ કંઈ કમ નથી. ઉમરા અને હજ બન્ને કરી આવી.

પણ અફસોસ ! કે ફક્ત એક (૧) નફલ હજ નો સવાબ મેળવવા કેટલી બધી લમણાંઝીક, માથાકુટ, પ્રવાસ નો કષ્ટ, લાખો નો ખર્ચ કર્યો અને માઁ-બાપ ની ઉપેક્ષા અને અવગણના કરી, શું તારો હજ કબૂલ થશે ? ખુદા જાણે.

તેના કરતાં ઘર બેઠા હજ નો સવાબ કમાવવાનો સરળ રસ્તો શા માટે તજે છે ? પહેલાં નીચે દર્શાવેલી હદીષ શરીફ નું વાંચન ત્યાર બાદ બધી ચર્ચા.

أَخْبَرَنَا أَبُو عَبْدِ اللهِ الْحَافِظُ فِي التَّارِيخِ، نا مُحَمَّدُ بْنُ حَامِدٍ، حَدَّثَنِي مَكِّيُّ بنُ عَبْدَانَ، نا الْحَسَنُ بْنُ هَارُونَ، نا مَنْصُورُ بْنُ جَعْفَرٍ، نا نَهْشَلُ بْنُ سَعِيدٍ، عَنِ الضَّحَّاكِ، عَنِ ابْنِ عَبَّاسٍ، قَالَ: قَالَ رَسُولُ اللهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ : مَا مِنْ وَلَدٍ بَارٍّ يَنْظُرُ اَلْوَالِدَتِهِ نَظْرَةَ رَحْمَةٍ إِلَّا كَانَ لَهُ بِكُلِّ نَظْرَةٍ حَجَّةٌ مَبْرُورَةٌ ، قَالُوا: وَإِنْ نَظَرَ إِلَيْهَا كُلَّ يَوْمٍ مِائَةَ مَرَّةٍ؟ قَالَ: نَعَمْ، اللهُ أَكْبَرُ وَأَطْيَبُ.

**حواله :**

"شعب الإيمان"، المؤلف: أحمد بن الحسين بن على بن موسى الخُسْرَوْجِردى الخراسانى، أبو بكر البيهقى (المتوفى:٤٥٨ھ)، الناشر: مكتبة الرشد للنشر والتوزيع بالرياض بالتعاون مع الدار السلفية ببومباى بالهند، الطبعة :الأولى، ١٤٢٣ھ ـ ٢٠٠٣م، الجزء العاشر، بر الوالدين، الصفحة: ٢٦٦، رقم الحديث: ٥٤٧٥

▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ અને લિપીયાંતર :-

**મિશ્કાતશરીફ પેજ નં. ૪૨૧ તથા બયહકીએ શોઅબુલ-ઈમાનમાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ રદીઅલ્લાહો તઆલા અન્હુમાથી રિવાયત કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ફરમાવે છે કે :- "મા-મિન-વલદિન-બાર્રિન-યન્ઝોરો-વાલિદયહે-નઝરતા-રહમતિન- ઇલ્લા-કતબલ્લાહો-લહુ-બે-કુલ્લે-નઝરતિન-હજ્જતન-મબરૂરતન- કાલૂ-વઇન-નઝરા-કુલ્લા-યવમિન-મિઅ્તા-મર્રતન-કાલા-નઅમ- અલ્લાહો-અકબરો-વ-અતયબો'**

**જે ફરમાંબરદાર દિકરો પોતાના માઁ-બાપને મહોબ્બત અને મહેરબાનીની દ્રષ્ટિથી જુએ તો તેની દરેક દ્રષ્ટિ બદલ અલ્લાહ તઆલા એક મકબૂલ 'હજ'નો સવાબ આપશે. સહાબાએ કિરામે અર્ઝ કરી કે દરરોજ સો (૧૦૦) વખત જુએ તો શું દરરોજ એક સો (૧૦૦) હજ્જનો સવાબ મળશે ? હુઝૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે ફરમાવ્યું કે હા, અલ્લાહ મહાન અને નેક બદલો આપનારો છે."**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"શોઅબુલ-ઈમાન"** (અરબી), સંપાદકઃ- અહમદ બિન હુસૈન બિન અલી બિન મૂસા ખુરાસાની - અબૂબક્ર બયહકી. ઇન્તેકાલ સ.હિ. ૪૫૮, પ્રકાશક :- મક્તબતુર-રુશ્દે-લિન્નશરે વત્તૌઝીઅ, રિયાધ (સાઉદી અરેબિયા), આવૃતિ :- પહેલી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૨૩, પ્રમાણે :- ઇ.સ. ૨૦૦૩, **જિલ્દ નં. ૧૦, હદીષ નં. ૫૪૭૫, પેઇજ નં. ૨૬૬**







હદીષના ઉપરોક્ત ફરમાન અનૂસાર જ્યારે માઁ-બાપને ફક્ત મહોબ્બત ભરી એક નઝર થી જોવાથી એક હજ્જે-મકબૂલનો સવાબ મળે છે, તો માઁ-બાપની ખિદમત અને સેવા-ચાકરીના સવાબનો તો અંદાઝો જ ન લગાવી શકાય. માટે માઁ-બાપની બને તેટલી વધુ ખિદમત કરીને તેઓને રાજી રાખવા જોઈએ અને તેઓની દુઆ લેવી જોઈએ, કેમકે માઁ-બાપના વસીલાથી ખુદાની અસંખ્ય નેઅમતો અને રહેમતો મળે છે.

# માઁ-બાપ સાથે સદ-વર્તન

માઁ-બાપ સાથે નેક સુલૂક (સદવર્તન) અંગેની ઘણી હદીષો છે, તેમાંથી જે તારણ મળે છે, તે અહીં વર્ણન કરૂં છું :-

તફસીરે ફત્હુલ-અઝીઝ અને ખઝાઇનુલ ઇરફાનમાં માઁ બાપ સાથે નેક વર્તાવ કરવાની જે બાબતો હદીષો દ્વારા પુરવાર કરવામાં આવી છે, તે નીચે મુજબ છે :-

૧. માઁ-બાપ સાથે હૃદયના ઊંડાણ સાથે મહોબ્બત રાખવી.
૨. વાણી અને વર્તણુંકમાં તેઓનો અદબ જાળવવો.
૩. તેઓ માટે તઅઝીમ ભર્યા શબ્દોનોજ ઉપયોગ કરવો.
૪. તેઓને રાજી કરવા માટે દરેક જાઇઝ પ્રયત્નો કરવા.
૫. પોતાની સંપત્તિ તેઓ માટે ખર્ચ કરવી,
૬. તેઓની વફાત પછી તેઓની વસીયતો પૂરી કરવી.
૭. અલ્લાહ તઆલાથી તેઓની મગફેરતની દુઆ માંગવી.
૮. દર અઠવાડિયે તેઓની કબરની ઝિયારત કરવી.
૯ સદકાત, ખયરાત, તિલાવતે કુરઆન, ઝિક્ર, ફાતેહા અને અન્ય નેક કામોનો સવાબ તેઓને પહોંચાડવો.

# માઁ-બાપની રૂહો વફાત પછી પોતાના ઘરે આવીને ઔલાદ થી શું કહે છે ?

"દસ્તૂરૂલ-કઝાત" (અરબી) માં **"ફતાવા-ઇમામ નસફી"** ના હવાલા થી છે કે :-

"اِنَّ اَرْوَاحَ الْمُؤْمِنِیْنَ یَأْتُوْنَ فِیْ کُلِّ لَیْلَةِ الْجُمْعَةِ وَیَوْمَ الْجُمْعَةِ فَیَقُوْمُوْنَ بِفِنَاءِ بُیُوْتِهِمْ ثُمَّ یُنَادِیْ کُلُّ اَحَدٍ مِّنْهُمْ بِصَوْتٍ حَزِیْنٍ یَا اَهْلِیْ وَیَااَوْلَادِیْ وَیَااَقْرِبَائِیْ اِعْطِفُوْا عَلَیْنَا بِالصَّدَقَةِ وَاذْکُرُوْنَا وَلَا تَنْسُوْنَا وَارْحَمُوْنَا فِیْ غُرْبَتِنَا"

حوالہ:۔ "دستور القضاة" (عربی) میں حوالہ:۔ "فتاوی امام نسفی"
بحوالہ:۔ "العطایا النبویه فی الفتاوی الرضویه" (مترجم) مجموعۂ فتاوی:۔ امام احمد رضا محقق البریلوی ۔ ناشر:۔ مرکز اہلسنت برکات رضا۔ پور بندر (گجرات) اشاعت بار سوم، سن اشاعت ۱۴۲۷ھ، مطابق ۲۰۰۶ء، جلد:۹، صفحہ:۶۵۳

▣ ઉપરોક્ત હદીષ ના મૂળ શબ્દોનું લિપીયાંતર ગુજરાતી માં :-

**"ઇન્ના-અરવાહલ-મોઅ્મેનીના-યા'તૂના-ફી-કુલ્લે-લયલતિલ-જુમ્અતે-વ-યવમિલ-જુમ્અતે-ફ-યકૂમૂના-બે-ફનાએ-બુયૂતેહિમ-સુમ્મા-યુનાદી-કુલ્લો-વાહેદિમ-મિન્હુમ-બે-સવતે-હઝીનિન-યા-અહલી-વ-યા-અવલાદી-વ- યા-અકરબાઈ-એઅ્તફૂ-અલયના-બિસ્સદકતે-વઝકુરૂના-વલા-તન્સૂના-વરહમુના-ફી-ગુરબતિના"**

**"બેશક ! મુસલમાનની રૂહો દર જુમ્આની રાત્રે અને જુમ્આના દિવસે પોતાના ઘરે આવે છે અને દરવાજા પાસે ઉભીને દર્દનાક અવાઝમાં કહે છે, કે એ મારા ઘરવાળાઓ ! એ મારા બચ્ચાઓ ! એ મારા સગાઓ અમારા ઉપર સદકાથી મહેરબાની કરો. અમને ભૂલી ન જાઓ, અમને યાદ કરો અને અમારી ગરીબી ઉપર દયા ખાઓ."**







▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"દસ્તૂરૂલ-કઝા"** (અરબી) માં **"ઇમામ નસફી"** ના **"ફતાવા"** ના હવાલા થી. હવાલો :- **"ફતાવા-રઝવીયા"** (અનુવાદિત) સંપાદક:- ઇમામ અહમદ રઝા મુહક્કિક બરેલ્વી, પ્રકાશક :- મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા - પોરબંદર, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૨૮, પ્રમાણે :- ઇ.સ. ૨૦૦૬, આવૃતિ :- ત્રીજી, **જિલ્દ નં. ૯, પેઇજ નં. ૬૫૩**

ઉપરોક્ત ઇબારતથી એ જાણવા મળ્યું કે માઁ-બાપના ઇન્તેકાલ પછી તેઓની રૂહ ઘરે આવીને પોતાની ઔલાદ પાસેથી ઈસાલે સવાબની માંગણી કરે છે. માટે ઔલાદે હંમેશા ખયરાત, સદકાત, નફલ નમાઝ, તિલાવતે કુરઆન. ઝિક્ર, ફાતેહા અને બીજા એવા નેક કામોનો સવાબ પોતાના માઁ-બાપને પહોંચાડવો જોઈએ અને ખાસ કરીને જુમ્આની રાત્રે અને જુમ્આના દિવસે પોતાના મરહુમ માઁ-બાપને ઈસાલે સવાબ કરવું જોઈએ. ઉપરાંત આ વિષય એટલે કે આપણા મરહુમો ની રૂહો પોતાના ઘરે આવીને પોતાના સંતાનો ને ઈસાલે સવાબ માટે આજઝી અને વિનંતી કરે છે, તેવી અન્ય એક હદીષ રજૂ કરૂ છું.

"عَنْ ابْنِ عَبَّاسٍ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُمَا اِذَا کَانَ یَوْمَ عِیْدٍ اَوْ یَوْمَ جُمُعَةٍ اَوْ یَوْمَ عَاشُوْرَاءِ وَلَیْلَةِ النِّصْفِ مِنْ الشَّعْبَانِ تَاتِیْ اَرْوَاحُ الْاَمْوَاتِ وَیَقُوْمُوْنَ عَلٰی اَبْوَابِ بُیُوْتِهِمْ فَیَقُوْلُوْنَ هَلْ مِنْ اَحَدٍ یَذْکُرُنَا ▣ هَلْ مِنْ اَحَدٍ یَتَرَحَّمُ عَلَیْنَا ▣ هَلْ مِنْ اَحَدٍ یَذْکُرُ غُرْبَتَنَا"

حوالہ:۔ ''خزانة الروايات'' (عربی) مستند صاحب مائة مسائل سے
بحوالہ:۔ ''فتاوٰی رضویہ'' (مترجم) از:۔ امام اہلسنت ، اعلیٰ حضرت، امام احمد رضا
محقق البریلوی ۔ ناشر:۔ مرکز اہلسنت برکات رضا۔ پوربندر۔ اشاعت بارسوم، سن
اشاعت ۱۴۲۷ھ، مطابق ۲۰۰۶ء، جلد:۹، صفحہ:۲۵۳

▣ ઉપરોક્ત હદીષ નો લિપીયાંતર ગુજરાતી માં તથા અનુવાદ:-

**"ખઝાનતુર્રિવાયાત" અને "કન્ઝુલ ઇબાદ" માં ઇમામ ઝન્દયસીની કિતાબુલ-રવઝહમાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ રદીઅલ્લાહો તઆલા અન્હુમાથી રિવાયત કરે છે કે :-**

**"ઇઝા-કાના-યવમલ-જુમ્અતે-અવ-યવમા-ઇદિન-અવ-યવમા-આશૂરા-અવ-લયલતિન-નિસ્ફે-મિનશ-શઅબાના-યા'તી-અરવાહલ-અમવાતે-વ-યકૂમૂના-અલા-અબવાબે-બુયૂતેહિમ-ફ-યકૂલૂના-હલ-મિન-અહદિન-યઝકોરોના-હલ-મિન-અહદિન-યતરહ્હમોના-હલ-મિન-અહદિન-યઝકોરો-ગુરબતાન"**

**"જ્યારે જુમ્આ, ઈદ અથવા આશૂરાનો દિવસ અથવા શબે બરાત હોય છે, ત્યારે મૃત્યુ પામેલાઓની રૂહો પોતાના ઘરના દરવાજા ઉપર આવીને કહે છે, કે છે કોઈ જે અમોને યાદ કરે ? છે કોઈ જે અમારા ઉપર દયા કરે ? છે કોઈ જે અમારી ગરીબીને યાદ કરે ?"**

▣ ઉપરોક્ત હદીષ નો હવાલો ગુજરાતી માં :-

**"ખઝાનર્તુ-રિવાયાત"** (અરબી) કે જે **"મિઅ્તા મસાઇલ"** ના મુસન્નિફ દ્વારા અનુમોદિત છે. તેના હવાલા થી :-
**"ફતાવા-રઝવીયા"** (અનુવાદિત) સંપાદક:- ઇમામ અહલે સુન્નત આ'લા હઝરત, ઇમામ અહમદ રઝા મુહક્કિક બરેલ્વી, પ્રકાશક:- મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા - પોરબંદર. આવૃતિ :- ત્રીજી, પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૪૨૮, પ્રમાણે :- ઇ.સ. ૨૦૦૬, **જિલ્દ નં. ૯, પેઇજ નં. ૬૫૩**







**ઉપરોક્ત હદીષનો ભાવાર્થ એ કે મોટા દિવસો અને મોટી રાતોમાં મર્હૂમોની રૂહો પોતાના ઘરે આવીને પોતાની ઔલાદ અને પોતાના કુટુંબીજનો પાસેથી ઈસાલે સવાબની અપેક્ષા રાખે છે.**

**માટે આપણા માટે જરૂરી છે, કે આપણાં મરહૂમોને ઈસાલે સવાબના તોહફા દ્વારા ખૂશ કરીને જ પાછા મોકલીએં. જો તેઓ આપણા આંગણામાં આવીને સવાબની માંગણી કરે અને આપણે આપણી ફરજ ચુકી જઈને તેઓને ખાલી હાથે પાછા મોકલીએં, તો તેઓની રૂહ કેટલી નારાઝ થતી હશે ? માટે માઁ-બાપને ઈસાલે સવાબ કરીને, તેઓની રૂહને રાઝી કરીને, તેઓની દુઆ મેળવીને, અલ્લાહના ફઝલો કરમના હકદાર બનવાની સોનેરી તકો ક્યારેય પણ જતી કરવી જોઈએં નહીં.**

## વર્તમાન યુગ માં વૃદ્ધ માઁ-બાપ નું અમુલ્યાંકન અને અવગણના

વર્તમાન યુગ માં પરિસ્થિતી એટલી બધી વણસી ગઈ છે, બલ્કે વિસ્ફોટક થઈ ગઈ છે, કે યુવા-પેઢી ને વૃદ્ધ માઁ-બાપ આંખ માં કણા ની જેમ ખૂંચે છે. પરિણામે અનેક ગામો માં **"વૃદ્ધાશ્રમ"** ખુલી ગયા છે. વૃદ્ધાશ્રમો માં ક્ષમતા કરતાં વધુ સંખ્યા માં વૃદ્ધો ભરતી થઈ રહ્યા છે. તે ભરતી થનારા વૃદ્ધો સારા અને માલેતુજાર ખાનદાન ના હોય છે. કંગાળ આર્થિક પરિસ્થિતી ના કે ભૂખમરો વેઠી રહેલા ખાનદાન ના નથી હોતાં, બલ્કે અઢળક સંપત્તિ ધરાવનાર માલેતુજાર ખાનદાન ના હોય છે. તેઓનો પરિવાર અતિ આધુનિક અને સુખ-સાહેબી ના સાધનો થી છલોછલ આલીશાન ફ્લેટ અથવા મહેલ જેવા વિશાળ મકાન માં રહે છે. ચાર-ચાર યુવાન પુત્રો પોતાના અલગ અલગ ખંડ માં મિસિસ અને બાળકો ની સાથે રહે છે. મમ્મી-પપ્પા માટે અલગ રૂમ ફાળવવામાં આવ્યો છે, પણ તે

રૂમ તદ્દન સામાન્ય કક્ષા નો છે. બધા રૂમો ની વચ્ચે આલીશાન ડ્રોઇંગ રૂમ છે. જ્યાં આવનારા મહેમાનો ને બેસાડવામાં આવે છે. જ્યારે કોઈ મહેમાન, ઓળખીતા કે કૌટુંબિક સગાઓ આવે અને પપ્પા તેઓની સાથેના વાર્તાલાપ માં જોડાય, તો પુત્રોને એ નથી ગમતું. મહેમાનો ની હાજરી માં **"પપ્પા તમે દરેક વાત માં વચ માં ડબ-ડબ ન કરો, આ તમારો વિષય નથી માટે તમો તેમાં ચંચુપાત ન કરો."** કહીને ઉતારી પાડીને માનહાની કરે છે. માનભંગ થએલો વૃદ્ધ બાપ ઊંડો નિસાસો નાખીને સમસમીને બેસી જાય છે.

ઉપરાંત દરેક પુત્ર ને તેઓની પત્નિઓ રૂમ માં એકાંત માં કાન ભંભેરણી કરતી હોય છે, કે **"આ ડોસો આખો દિવસ અમને ટોકે છે. આમ ન કરાય અને તેમ ન કરાય. જેવી ટકોરો સાંભળી સાંભળીને અમારા કાન પાકી ગયા છે."** પત્નિ ના ઇશારે નાચનારો જોરૂ નો ગુલામ પુત્ર બાપ વિરૂદ્ધ ની ફરિયાદો ને ધ્યાન માં લે છે અને મોકો મળતા બાપ ને કુટુંબ ના સભ્યોની હાજરી માં ખખડાવી નાખે છે.

રોજરોજ ની આ લમણાંઝીક અને માથાકુટ થી વૃદ્ધ પિતા મન થી ભાંગી પડે છે. વિશાળ હવેલી તેને કોટડી જેવી ભાસે છે. જ્યાં વાત વાતમાં માનભંગ, તોછડાઈ, માનહાની, મેણા-ટોણા, અપમાન, ઉપેક્ષા અને અવગણના થી ત્રસ્ત પિતાને વિશાળ હવેલી માં રહેવું પાંજરા માં કૈદ પંખી સમાન લાગે છે. જેથી તે પુત્રો દ્વારા ઠોકી બેસાડેલી માનસિક-કૈદ માં થી મુક્ત થવા ફાંફાં મારે છે. ભારે અને ભગ્ન હૃદયે ઘર છોડીને અલગ રહેવા અથવા વૃદ્ધાશ્રમ માં ચાલ્યો જાય છે.

▣ ક્યારેક એવું બને છે કે ચાર(૪) ભાઇઓ સંયુક્ત કુટુંબ થી અલગ થાય છે. ચારેય ભાઇઓ માં થી એક પણ મરદ નો દિકરો માઁ-બાપ ને પોતાની સાથે રાખવાની બહાદુરી નથી બતાવતો. એટલે છેવટે એવું નક્કી થાય છે કે મમ્મી-પપ્પા દરેક દિકરા ના ઘરે બે(૨) બે(૨) મહીના રહે. આ







સમજૂતી મુજબ માઁ-બાપ વારા ફરતી દરેક દિકરા ના ઘરે રહેવા જાય છે અને ફુટબોલ ની જેમ દર બે(૨) મહિને અહીં થી તહીં અને તહીં થી અહીં ફંગોળાતા રહે છે. અફસોસ ની વાત તો એ છે, કે જે દિકરા ના ઘરે રહેવાનો વારો હોય છે, ત્યાં ઉમળકા ભર્યો આવકાર નથી મળતો. બલ્કે સમજૂતી ના ક્રમ મુજબ રહેવા જવાનું હોય છે. દિકરો અને પુત્ર વધુ તો જાણે બે (૨) મહિના માટે **'બલા'** નાઝિલ થઈ હોય, તેવા પ્રતિભાવ દ્વારા ઠંડો આવકાર આપે છે. માઁ-બાપ બે મહિના માટે પધાર્યા છે, તેવી ખૂશી નો ઉમળકો કે ઉત્સાહ નું નામો-નિશાન નથી હોતું. આવું વર્તન દરેક પુત્ર ના ઘરે થાય છે. જેનો વલોપાત અને વિલાપ માઁ-બાપ ના દિલો-દિમાગ ને કોરી ખાય છે. માઁ-બાપ ઘરડા ભલે થઈ ગયા છે, પણ તેઓ બધું સમઝે છે, છતાં પણ કંઈ બોલતા નથી.

▣ ક્યારેક એવું પણ બને છે, કે પાંચ (૫) - છ (૬) ભાઇઓ માં થી એક ભાઈ એવો સંસ્કારી અને નેક દિલ હોય છે, કે ખરા અંતકરણ અને લાગણી ના ઉમળકા સાથે માઁ-બાપ ને પોતાની સાથે રહેવાનો આગ્રહ કરે છે બલ્કે જીદ કરીને પોતાની સાથે રહેવા લઈ જાય છે, અને મોંઘેરા મહેમાન થી પણ વધીને માઁ-બાપ ની સેવા-ચાકરી, ખિદમત અને ધ્યાન રાખે છે. માઁ-બાપ ની નાની નાની ઝરૂરિયાતો પલભર માં પૂરી કરે છે, અને માઁ-બાપ ની દુઆઓ અને આશિર્વાદો મેળવવાનો સદભાગી બને છે. પણ બીજા અન્ય ભાઇઓ તો **"માથે થી મુસીબત ટળી"** નો એહસાસ અને અનુભવ કરે છે. માઁ-બાપ કેમ છે ? શું કરે છે ? તેઓની તબીઅત કેમ છે ? વગેરે બાબતો પ્રત્યે લેશમાત્ર લક્ષ નથી આપતા. લોક લાજે અને સમાજ ની શેહ-શરમે ઈદ ના દિવસે માઁ-

બાપ ના હાથ ચુમવા ના-છુટકે જાય છે, થોડીવાર બેસીને એવા વિદાય થાય છે, કે હવે આવતી ઈદે જ ફરકશે.

- ક્યારેક એવું પણ બને છે, કે દિકરો માઁ-બાપ ને પોતાની સાથે રાખે છે, પણ **માથે પડેલા મહેમાન** ની જેમ. માઁ-બાપ માં થી કોઈ બીમાર પડે અને ઓફિસે ફોન કરીને દિકરા ને ખબર કરવામાં આવે, તો એવો શુષ્ક જવાબ આપે કે સાંજે ઓફિસ ટાઇમ પછી ડોક્ટર પાસે જઈ આવીશ અને વાત કરીને દવા લેતો આવીશ. સાંજે ઘરે દવા લીધા વગર ખાલી હાથે આવે છે, અને એવું જણાવે છે, કે ડોક્ટર પાસે દર્દીઓ ની ભીડ એટલી બધી હતી કે વારો (નંબર)ન આવ્યો. કાલે અગાઉ થી નામ લખાવીને દવા લઈ આવીશ.

  પણ જો તેની ઓફિસે એવો ફોન જાય કે ઘરવાળી બીમાર છે, તો ઓફિસ ના બધા કામકાજ પડતા મુકીને રઘવાયો થઈને તરત જ હાંફળો હાંફળો ઘરે આવી જાય છે અને મેડમ ને કાર માં બેસાડીને તાત્કાલિક ડોક્ટર ની ક્લીનીકે લઈ જાય છે.

- ક્યારેક વળી એવું પણ બને છે, કે જે વૃદ્ધ બાપે પોતાની જવાની ના કાળ માં અથાગ પરિશ્રમ અને કાળી મજૂરી કરીને ધંધા ને વિકસાવેલ હોય છે અને સમગ્ર પરિવાર ને સમૃધ્ધિ અને સુખ-સાહેબી ના સોનેરી દિવસો માં લાવી દીધા હોય, તે વૃદ્ધ પિતાનો સ્થાપિત અને વિકાસ કરેલો ધંધો હવે યુવાન પુત્ર સંભાળે છે અને ક્યારેક ધંધા માં કોઈ આંટીઘૂટી આવી જાય છે, સંકટ ના વાદળો છવાઈ જાય છે, તેવા કપરા સંજોગો માં પણ દિકરો પિતાની સલાહ નથી લેતો, બલ્કે જો પિતાને આડકતરી રીતે જાણ થઈ જાય અને તે વિકટ સંજોગ માં થી સરળતા થી બહાર નિકળવાની દિકરા ને સલાહ આપે છે, ત્યારે મન માં હોશિયારી અને ધંધા માં નિષ્ણાંત હોવાનો ફાંકો રાખનાર





www.markazahlesunnat.net

અભિમાની દિકરો પિતાની વાત પણ પૂરી નથી સાંભળતો અને પિતાને બોલતા અધ-વચ્ચે થી અટકાવીને તાડુકી ઉઠે છે, કે **"પપ્પા ! તમારા સમય માં આવી સમસ્યાઓ ના ઉકેલ અલગ હતા અને આજે વાત જ જુદી છે. જેમાં તમને ખબર ન પડે, માટે તમારી સૂફિયાણી સલાહો તમારી પાસે જ રહેવા દો અને મારા ટેન્શન માં વધારો કરો નહીં, પ્લીઝ"** આ પ્રમાણે બાપ ની સોનેરી સલાહ ને અવગણીને, આજ નો આધૂનિક દિકરો બાપ ની અવ-ગણના કરીને, બાપ ની સલાહ નું અવ-મુલ્યાંકન કરી નાખે છે.

બલ્કે કૌટુંબિક અડચણો, સામાજિક બાબતો કે અન્ય વહેવારિક પ્રશ્નો ના ઉકેલ વખતે પણ અનુભવી બાપ ને બોલવા જ નથી દેતો અને પોતાનો જ 'કક્કો' સાચો ઠરાવવા પોતાની અણઘડ, અગમ અને અણજાણ બકબક ને અગત્યતા અને મહત્વતા આપે છે. તેના મન થી બાપ હવે રિટાયર થઈ ગયો છે, તો ફક્ત ધંધા માં જ નહીં, બલ્કે દરેક ક્ષેત્ર અને વિષય માં રિટાયર થઈ ગયો છે. દિકરાનું આવું તોછડાઇ ભર્યું વર્તન બાપ ના હૃદય ના કટકા બલ્કે ચુરેચુરા કરી નાખે છે અને અંતર થી એક આહ બલ્કે નિસાસો નિકળી જાય છે.

માઁ-બાપ ના દિલ થી નિકળેલી આહ ફોગટ નથી જતી. માઁ-બાપ ના દિલો ને દુભાવનાર નઠારા દિકરા ને કયામત માં તો જે સઝા મળવાની છે, તે અવશ્ય મળીને રહેશે. પણ દુનિયા માં જે સઝા ભોગવે છે, તે સઝા તેની પરિસ્થિતી ને હાસ્યાસ્પદ અને અનુકંપા ઉપજાવે છે. માઁ-બાપ ની સામે **'સિંહ ગર્જના'** કરનારો નફ્ફટ દિકરો પોતાની બૈરી સામે **'નમાલી બકરી'** ની જેમ **બેં... બેં...** કરતો દ્રષ્ટિગોચર થાય છે. બૈરૂં કોઈ વાત માં નારાજ

થઈને તાડુકી ઉઠે અને શાબ્દિક પ્રહાર ની મશીનગન ચાલુ કરે એટલે ભાઈ સાહેબ ધાંધો-વાંગો થઈને ગેં... ગેં... ફેં... ફેં... કરવા માંડે. જાણે કોઈ નરપિચાશ ડાકણ ને વિકશાળ સ્વરૂપે જોઈ લીધી હોય, તેવું ધાંધલું આચરણ કરવા મંડે છે.

આ પણ ખુદા ના તરફ થી એક ફિટકાર જ છે, કે માઁ-બાપ ની સામે 'સાવજ' બનનારો બૈરી સામે 'મિયાં ની મિંદડી' બની જાય છે.

▣ ક્યારેક એવું કલ્પના બહાર નું પણ બને છે, કે નસીબદાર દિકરા ને સંસ્કારી ખાનદાન ની દિકરી પત્નિ સ્વરૂપે મળી જાય છે. તે સ્ત્રી પોતાના શ્વસુર ના ઘરે "વહુ" કે "પુત્ર વધુ" બનીને નથી આવતી બલ્કે "દિકરી" બનીને આવે છે. પતિ લગ્ન ના બે(૨) મહિના પછી વિદેશ નોકરી હોય, ચાલ્યો જશે અને છેક દસ(૧૦) મહિના પછી સ્વદેશ પરત આવશે. આવા લાંબા ગાળા ના પતિ વિયોગ અને વિરહ ના સમય દરમિયાન તેણી પોતાના અંગત દુઃખ-દર્દ ને વિસરી જઈ ને, સાસુ-સસરા ની દિલો-જાન થી એવી સેવા-ચાકરી કરે છે કે માઁ-બાપ ને પણ દિકરા ની જુદાઈ નો રંજ ભૂલાઈ જાય છે. ઘરડા માઁ-બાપ માટે **"વહુ"** વહુ મટીને **"દિકરો"** બનીને ઉભી રહે છે. તેઓની નાના માં નાની જરૂરિયાત સત્વરે પુરી પાડે છે. જમવા તથા જીવન બસેરા ની તમામ આવશ્યક બાબતો ની પૂર્ણ બજવણી માં તેણી કશીજ કચાશ નથી રહેવા દેતી. પતિ જ્યારે સ્વદેશ પરત આવે છે, ત્યારે તે માઁ-બાપ ના મુખે થી પોતાની પુનિત પત્નિ દ્વારા કરવામાં આવેલી સેવા-ચાકરી ની દાસ્તાન સાંભળી ને ગદગદ અને આનંદ વિભોર થઈ જાય છે.

પત્નિ ના પદ ચિહ્ન પર ચાલીને તે પણ માઁ-બાપ ની સેવા-ચાકરી માં એવો તો લીન થઈ જાય છે, કે હવે





www.markazahlesunnat.net

પતિ-પત્નિ માં હરિફાઈ થાય છે, કે કોણ વધુ ખિદમત અને સેવા-ચાકરી કરે છે. આવા ફરમાંબરદાર અને ખિદમત ગુઝાર દિકરા અને વહુ માટે ઘરડા માઁ-બાપ ના દિલ ની ગહેરાઈ થી એવી તો નેક દુઆ નિકળે છે, કે તેની દુનિયા અને આખેરત બન્ને સંવરી જાય છે. દુનિયા માં આર્થિક, સામાજિક, વાણિજય, કૌટુંબિક અને અન્ય ક્ષેત્રે એટલી બધી પ્રગતિ સાધે છે, કે માન-સમ્માન, પ્રતિષ્ઠતા, ઇઝ્ઝત, આબરૂ, નામના અને કીર્તિ ના ઉચ્ચ સ્થાને બિરાજે છે. આખેરત ના સવાબ અને અજર ની તો કોઈ સીમા જ નથી. માઁ-બાપ ને ખૂશ કરીને તેણે **અલ્લાહ તઆલા** ની ખૂશનૂદી હાસિલ કરી છે. માઁ-બાપ ને રાજી કરીને તેણે **અલ્લાહ તઆલા** ની રઝામંદી હાસિલ કરી છે. એવી રઝામંદી અને ખૂશનૂદી કે અલ્લાહ તઆલા એ તેના માટે દુનિયા અને આખેરત ની દૌલત, નેઅમત, રહેમત, બરકત, બક્ષીસ, એનાયત, રહમો-કરમ, ફઝલો-નવાઝિશ, અજો-સવાબ અને ઇનામ ના ખઝાનાઓ ખોલી નાખ્યા છે.

## લક્ષ ને પાત્ર અંતિમ વાત

**"માઁ-બાપ ના હક્કો"** અને **"માઁ-બાપ નો મરતબો"** એ બન્ને કિતાબો ના વાંચન થી માઁ-બાપ ના હક્કો અને મરતબા ની વિસ્તૃત જાણકારી વાંચક મિત્રો ને થઈ ગઈ હશે. આ બન્ને કિતાબો માં કુરઆને મજીદ ની **પાંચ (૫) આયતો** અને આધારભૂત તથા વિશ્વસનીય **છાસઠ (૬૬) હદીષો** ની દલીલો અને પુરાવાઓ દ્વારા વિષય ને અનુરૂપ છણાવટ કરવામાં આવી છે.

માઁ-બાપ ના હક્કો અત્યંત સંવેદનશીલ, લાગણી અને ઉર્મિઓની અપરિમિતતા તથા અપરિમેયતા ની કક્ષા ના અપાર

અને અનંત હક્કો છે. જેમાં લેશમાત્ર ઉણપ, ઉપેક્ષા, અનાદર, બેદરકારી અને ઉલ્લંઘન તબાહી અને બરબાદી ની ઊંડી ખીણ માં ધકેલી દે છે. કેમકે માઁ-બાપ ના હક્કો ની બજવણી, સત્કાર અને સન્માન ની લાગણી, આદર અને અદબ ની પરાકાષ્ઠા, સેવા-ચાકરી અને ખિદમત ના મધુર અને કોમળ તાંતણાંઓ ની અનુકંપા અને ખરા અંતકરણ ની સહાનુભૂતિ ઉપર જ આધારિત છે. માઁ-બાપ સાથે ની અલ્પ અને ક્ષણિક ના-ફરમાની, તોછડાઈ અને તિરસ્કાર કરનારો અને તેઓને દુઃખ, દર્દ, ત્રાસ, પીડા, તકલીફ કે વ્યથા પહોંચાડનારો દુનિયા અને આખેરત માં દર્દનાક અને ત્રાસદાયક અંજામ ભોગવે છે.

ઘણા એવા **મૂછે લીંબુ લટકાવનારા** અને અઢળક સંપત્તિ માં આળોટનારા મહાનુભાવો, પ્રતિષ્ઠો, ગૌરવવંતા, મહારથી, સર્વોપરી, શક્તિશાળી, સમૃદ્ધ, તવંગર, વગેરે પોતાની પ્રતિષ્ઠતા ના મદ માં મહાલીને વૃદ્ધ માઁ-બાપ સાથે ઉદ્દત વર્તન તથા તોછડાઈ કરીને તેઓની આંતરડી કકડાવીને તેઓની **"હાય"** અને **"બદ-દુઆ"** લેનારાઓ ટૂંક સમય માં જ એવા બે આબરૂ, કંગાળ, નિરાધાર, દરિદ્ર, નિર્બળ, હડધૂત અને ઉપેક્ષિત બની જાય છે, કે તેઓની દયનીય પરિસ્થિતી જોઈને કંપારી છુટે છે અને અભિમાન પતન નો પ્રત્યક્ષ પુરાવો મળે.

ઘણા એવા નેક, સંસ્કારી, આજ્ઞાકિંત, માઁ-બાપ ની ખરા દિલ થી સેવા-ચાકરી કરનારો, તેઓને ખૂશ અને સુખી રાખનારો, તેઓનો આદર સન્માન કરનારો અને તેઓની **"દિલી-દુઆ"** લેનારો ટૂંક સમય માં જ આર્થિક, સામાજિક, શૈક્ષણિક અને સુખમય ભૌતિકતા ના ક્ષેત્રે પ્રગતિ અને સમૃધ્ધિના શિખરો સર કરે છે. તેની આવી સુખ સાહેબી અને કિર્તી જોઈને પુરવારિત થાય છે કે માઁ-બાપ ની દુઆ કદી એળે નથી જતી. તેઓની સાચા અર્થમાં સેવા-ચાકરી અને ખિદમત કરીને તેઓની દુઆ લેનારો પ્રતિષ્ઠા અને ખ્યાતિ ના બુલંદ મિનારા ની ટોચે બિરાજીને એવો





www.markazahlesunnat.net

સુખી અને સમૃધ્ધ થાય છે, કે દુઃખ નો ઓછાયો કદી તેના ઉપર નથી પડતો.

**માટે.......**

હમેંશા માઁ-બાપ ની સાચા અર્થ માં ખિદમત કરીને તેઓની ખૂશનૂદી અને રઝામંદી પ્રાપ્ત કરીને તેઓની ખરા અંતકરણ ની દુઆ ના મીઠા ફળ મેળવવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરવું જોઇએં. અને તેઓને કદીપણ દુઃખી અને નારાજ નહીં કરવા જોઇએં. નહીંતર તબાહી અને બરબાદી નો ખતરનાક મગરમચ્છ જડબું ફાડીને એવો ચાવી જશે કે તમારૂં નામો નિશાન સમૂળું નાશ પામી જશે.

અલ્લાહ તબારક વ તઆલા પોતાના **મહેબૂબે અકરમ** સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ના સદકા માં તમામ મો'મિન ભાઇઓ ને માઁ-બાપ ની સાચા અર્થ માં ખિદમત કરવાની તૌફીક આપે. આમીન.

પોરબંદર
તા.૨૨/૯/૨૦૧૬
જુમેરાત
પ્રમાણે
૧૯, ઝિલહિજ્જહ
હિ.૧૪૩૭

ખૈર અંદેશ (શુભચિંતક)
**મારેહરા અને બરૈલી નો**
**અદના સવાલી**
**અ. સત્તાર હામદાણી**
**"મસ્રૂફ"**
(બરકાતી-નૂરી)

## બદ મઝહબ મુનાફિકો માટે

# મસ્જિદ પ્રવેશ નિષેધ

❖ બદ અકીદા મુનાફિકો ને નમાઝ પઢવા માટે મસ્જિદ માં આવવાની પરવાનગી આપી શકાય ?
❖ બદઅકીદા મુનાફિકો ને નમાઝ પઢવા માટે મસ્જિદ માં પ્રવેશ કરતાં અટકાવવું ગુનાહ છે કે નહીં ?
❖ હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ તથા સહાબા-એ-કિરામે બદઅકીદા મુનાફિકો સાથે કેવું વર્તન કરેલું ?

લેખક :- **અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની** "મસ્રૂફ"
પ્રકાશક : - મરકઝે એહલે સુન્નત બરકાતે રઝા-પોરબંદર







# શરીઅત અને તરીકત

★ શરીઅત જ અસ્લ અને મૂળ છે.
★ તરીકત નો આધાર શરીઅત પર જ છે.
★ શરીઅત અને તરીકત અલગ નથી.
★ શરીઅત વિના તરીકત અને મારેફત ની કોઈ હૈસિયત નથી.

આ બધા વિષયો પર આ'લા હઝરત, મુજદ્દિદે દીનો મિલ્લત, **ઇમામ અહમદ રઝા મોહદ્દિષ બરેલ્વી** ની અજોડ અને ઐતિહાસિક કિતાબ :-

**"મકાલુલ-ઓરફા-બે-એઅઝાઝે-શરઅ-વ-ઓલોમા"**

ના સૌજન્ય થી ગુજરાતી ભાષા માં સંપાદન અને મુખ્ય અંશો રજૂ કરતી કિતાબ આજે જ મંગાવો અને વાંચો.

લેખક :- **અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની** "મસ્રૂફ"
પ્રકાશક : - મરકઝે એહલે સુન્નત બરકાતે રઝા-પોરબંદર

# જલાલે મુસ્તફા

صلى الله عليه وآله وسلم

- હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ના તે અઝીમ અને અદ્લો-ઇન્સાફ ના શાનદાર કારનામા જે આજ ના સુલેહ કુલ્લી મુલ્લાઓ બયાન નથી કરતા.
- ઇસ્લામ ને નુકસાન પહોંચાડનારા મુનાફિકીન અને મુર્તદ્દીન ને હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે કેવી સખ્ત અને ઇબ્રતનાક સઝાઓ આપી.
- આ વિષય ને વિસ્તાર પુર્વક વાંચવા આજે જ કિતાબ મંગાવો, કુરઆન અને હદીષ ના સચોટ દલાઇલ સાથે.

લેખક :- અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની "મસ્રૂફ"
પ્રકાશક : - મરકઝે એહલે સુન્નત બરકાતે રઝા-પોરબંદર



www.markazahlesunnat.net

# નબુવ્વત ના જૂઠા દાવેદારો અને કાદિયાની મઝહબ

- મજબૂર મુસ્લિમો ને આર્થિક પ્રલોભનો તથા અન્ય લાલચો આપી ને વટલાવી ને કાદીયાની બનાવવા ની પ્રવૃતિ હાલ માં અતિ વેગવંતી બની છે.
- નાના નાના અને પછાત ગામડાઓ માં કાદીયાની ફિર્કા નો બહોળો પ્રચાર નાણાં ના જોરે થઈ રહ્યો છે.
- ગુજરાતી ભાષા ની શાયદ આ પહેલી કિતાબ છે, જેમાં કાદીયાની ફિર્કા નો સંપૂર્ણ પણે અને સામુહિક દ્રષ્ટિકોણ થી ખંડન કરવામાં આવ્યું હોય.

લેખક :- અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની "મસ્રૂફ"
પ્રકાશક : - મરકઝે એહલે સુન્નત બરકાતે રઝા-પોરબંદર